# THE GIRL'S LETTER WRITER.

# પત્ર-પોથિ.

ગૂજરાતિ કન્યા ઉપયોગિ.

જેમાં છોકરીઓને ચિઠ્ઠી-પત્રી લખવાની રીત, તથા હુંડી, બીલ,
આંકડા, ભરત્યું, વિઆજુચિઠ્ઠી, ઘર ભાડે લેવાનાં લખત,
ઇત્યાદિની રીતીઓ, તેમજ લખતી વેળા વિરામચિન્હો
વાપરવાની સમજણ બતાવવામાં આવી છે.

ત્રીજી આવૃતિ.

*Letters*—Speak the soft intercourse from soul to soul,
And waft a sigh from Indus to the pole. *Pope.*

પત્ર—વેહવાર માનવી મધે જે રખાવે ગામે ગામ,
પૃથ્વીના છેડા સુધી તે પોંહચાડે પેગામ. પોપ.

બનાવનાર
ડોસાભાઇ ફરામજી રાંદેરીઆ.
(જીંદગી ભોગવવાની જુગતીના બનાવનાર.)

મુંબઇ મધે,
જેહાંગીર બે. કરાણીએ પોતાના "સ્ટેન્ડેડ પ્રીટીંગ પ્રેસ"
નાં૦ ૧૭ તથા ૧૮ પારસી બજાર, સ્ટ્રીટ, કે

કિંમત રૂ૦॥

# પ્રસ્તાવના.

——:o:——

લખવા વાંચવાના હુન્નરે મનુષ્ય જાતને જે એક ઉત્તમ ફ્રાયદો આપ્યો છે તે એ કે ઘર મધે બેઠાં બેઠાં તેઓ પોતાના સગાંવહાલાં, મિત્રો, અથવા આડલાને પોતાના વિચાર સમજાવી શકે છે. આ ફ્રાયદો કાગજ-પત્રથી હાંસલ થયોછે. એ મુગો ખેપિયો સંસારી સગવડ સાચવેછે, એટલુંજ નહીં પણ વેપાર ધંધામાં મોટી મદદ આપેછે. એક ઓડામાંથી બીજા ઓડામાં, એક ઘરથી બીજે ઘર, એક શેહરથી બીજે શેહર, એક દેશથી બીજે દેશ, એક ખંડથી બીજે ખંડ સુધી આ મેહનતુ ખેપિયો તમારા સર્વ સમાચાર પૂર વિશ્વાસથી પરસ્પર પોંહચાડી આપેછે.

સુધારા અને સગવડનું આ મોટું ઉપયોગી હથિયાર મરદ તેમજ ઓરત, છોકરા તેમજ છોકરીઓના હાથમાં હોવું જોઇએ. વારંવાર આપણા દીઠામાં આવેછે કે છોકરા અને છોકરીઓ જેઓ પોતાનાં પુસ્તક મધેના લાંબા લાંબા પાઠ સરસરાટ વાંચી જાયછે, અચ્છી રીતે હિસાબ ગણી કાહડેછે, તથા ભૂગોળ અથવા વ્યાકરણ પોપટની મિસાલે મોહડે બોલી જાયછે, તેઓને કદાચ એકાદ આસામી જોગ પત્ર લખવા કહ્યું હોયતો વિચારમાં પડશે, અથવા લખવા માડશે તો તારીખ ક્યાં માડવી સરનામું કેમ કરવું, શરૂ કરતાં શી રીતે લખવું, મુખ્ય મતલબ ઉપર વાંચનારનું ધ્યાન કેહવી રીતે ખેંચવું, ખતમ કેમ કરવું, ઇત્યાદિ વિષે સમજણ રાખ્યા વના કાગજ ચિત્રિ કાહડી ધડ પુછડાં વનાનો ગુચવડો કરી નાખે છે. આ ટિકા છોકરા અને છોકરીઓનેજ નહીં, પણ વારંવાર ઉંમરે પૂગેલાંઓને પણ લાગુ પડેછે, જેઓ લખવાના કાયદાથી અણજાણ અથવા અભણ હોવાથી કાગજ-પત્ર લખવામાં હસવા સરખું લખેછે. એટલા માટે આ પુસ્તકને હસ્તીમાં આણવાની જરૂર આપોઆપ જણાયછે. એવાં પુસ્તકો અંગ્રેજીમાં અનેકછે, જેઓ સર્વ વિદ્યાર્થીઓના પુસ્તકખાનામાં બિરાજેછે. તેઓ સાથ મુકાબલો કરતાં આ નહાનું પુસ્તક ખરેખર નજીવુંછે, તોબી એના ઉપગોગીપણા ઉપરથી એ કેળવણી ખાતાને છાજતુ છે એમ માનવાને કોઇ પણ કેળવણી પામેલા ગૃહસ્થો પછાત હશે નહીં. વળી એમ એની પેહલી આવૃતિજ કહી આપેછે, જે છોકરીઓને અતિ ઉપયોગી ગણી અત્રેના એક નામવર પરમાર્થી ગૃહસ્થે પોતાની ખાસ સુચના અને મદદથી પ્રગટ કરાવી

હતી કેળવણીમાં (અને તેમાં મુખ્ય કરી સ્ત્રી કેળવણીમાં) આ સદ્‌ગૃહસ્થ ખરા જીગરથી મદદ આપવાને કેટલી જીજ્ઞાશા બતાવેછે તે વિષે અત્રે વધારે બોલવું ફોકટછે, કારણ તે સર્વ કોઇને રોશણછે.

આ પુસ્તકની પેહલી આવૃત્તિને છેડે જે ગુજરાતી કેહવતો આપેલી હતી તે અતિ સાધારણ હોવાથી તેને બદલે પૃથ્વી ઉપર જે કાંઇ મુખ્ય શોધો થયલીછે, તેઓના શોધકોના નામ, તથા તેઓ ક્યા સાલ અથવા સદીમાં બની હતી, ઇત્યાદિ, વિષેનો ટુક સાર મુળાક્ષરોના અનુક્રમે, બાળકોના ધ્યાનમાં રાખવા જોગ રીતે ટાંકી બતાવીછે. એ શિવાય આ બીજી આવૃતિમાં સાધારણ કામ જોગ લખાણના નમુના જેવા કે વિઆજુ ચિઠ્ઠી, હુંડી, ભરત્યું, બીલ, આંકડો, ઇત્યાદિ દાખલ કીધાંછે.

વળી કાગજ-પત્ર લખવામાં જે વિરામ ચિન્હો મુકવાં જોઇયે, પણ ક્યાં ચિન્હો, અને ક્યાં મુકવાં જોઇયે તેની સમજ જુઆન વિદ્યાર્થીઓ ક્વચિત રાખેછે, માટે એ વિષે ઉદાહરણ સાથે સમજણ આપીછે.

બીજો વધારો એ કીધોછે કે નામોને લાગુ પડતાં વિષેશણો, તથા વિષેશણોને લાગુ પડતાં નામો લગાડવાનો મહાવેરો, તથા શબ્દોના વિરૂદ્ધ શબ્દો, અને એક શબ્દ જે અનેક અર્થ રાખેછે તેવા શબ્દોને વાક્યોમાં વાપરી બતાવ્યાછે, જેથી બાળકોને જ્ઞાન સાથ ગમત મળેછે.

ડો. ફ. શાં.

# કાગજ પત્ર લખવાની તથા બિડવાની સાધારણ રીત.

———:o:———

કોરૂં લખવાનું કાગજ વગર ડાઘનું અને સફાઇદાર લેવું. શાઇ બંધાઇ ગયલી નહીં, પણ નિતરિ લેવી. કલમ સફાઇથી ઘડેલી લેવી. લખવા પહેલાં શાઇ ચૂસવાનું "બ્લૉટીંગ પેપર" તૈયાર રાખવું. લખતી વેળા કલમ ખડિઆમાં બહુ બોળવી નહીં, કારણ, તેમ થયું તો તરત તમારાં આંગલાં ખરડાઇ જશે, પછી તેઓ કાગજ ઉપર ડાઘ પાડી તેને બદસુરત બનાવ્યા વગર રહેનાર નથી. અક્ષર સારા લખવા માટે કલમ બરોબર પકડવાની જરૂર છે—જે સ્ત્રીઓ અક્ષર સારા લખતી નથી તેઓને કલમ પાધરી પકડતાં ન આવડયાથી લખાણ પાધરૂં નિવડતું નથી—અંગ્રેજી, ગુજરાતી, કે મરાઠી, લખવામાં કલમ એક સરખી રીતે પકડવામાં આવતી નથી—અંગ્રેજી લખતી વેળા કલમ ઘણું કરી ઢળતી રાખ્યાથી સેહલાઇથી સફાઇદાર લખાય છે, પણ ગુજરાતી અથવા મરાઠી લખતી વેળા કલમ તે રીતે નહીં, પણ ઘણીખરી ઉભી પકડવી જોઇયે.

કાગજ લખવાનું શરૂ કરતી વેળા ઉપલાં જમણાં ખુણાં તરફ મુકામ તથા તારીખ હમેશ લખવી. તમો શી બાબદ ઉપર લખવાના છો તે પેહલાં મનમાં ગોઠવી અને નક્કી કરી રહીને લખવા માંડવું. જેને તમો લખો છો તેનો મર્તબો અથવા તમારી સાથનો સંબંધ કેવો છે તે ધ્યાનમાં લઇ જેને જેવું છાજે તેવી ધપ અને રીતથી લખવું. તમોથી વડાં અથવા ચહડતાં આસામીને લખવું હોય તો પૂર્તાં આદરમાનથી લખવું—તમોથી ઉતરતાંને કાંઇબી રીતે અપમાન ભરેલું, અથવા તે માણુસ તમારેથી ઉતરતી પદ્દીનું છે એમ બતલાવીને લખવાથીજ પરેજ રેહવું—તમારાં બરોબરીઆં અથવા મિત્રને મિલનસારીથી લખવું. વળી બને તો સામાં આદમીનો મિજાજ પણ સાચવીને કલમ ચલાવવી—કોઇ તિરસાખોંને તિખાસથી ન લખવું—હસમુખાંને ટકોરથી લખાય, પણ કોઇ બળીયલને હસવાની યુકતી ન કરવી. કોઇ દલગીરને દયા ભરેલી રીતથી લખવું, તેમજ કોઇ દુખ્યારાંને દિલાસો દેવામાં પછાત ન પડવું. અથવા કોઇ ચિબાવળાને ચટકો ન દેવો. અજ્ઞાન અથવા અનઘડ

માણસો લખતી વેળા સામાં આદમીને પિછાનવાની થોડીજ દરકાર કરે છે, તેથી તેઓ ભડક દઇ મનમાં આવે તે ભલતુંજ લખી દેછે, અને બીજાનું દિલ કેટલું દુખવે છે તે વિષેનું ભાન રાખતા નથી. પણ સુધરેલાં અથવા કેળવાયલાં માણસો એમ કરતાં નથી. તેઓ દુશમનને પણ નરમાસથી તથા લાયક શબ્દોમાં લખે છે. તેઓ બચ્ચાંને પણ ઇજતથી લખેછે, કે જેથી તે (બચ્ચું) મનમાં માન પામી ડહાપણ પકડવા જાય છે.

વળી કેટલાંક માણસો કાગજ લખતી વેળા સમજતાં નથી કે પેહલાં શું લખવું, અને પછી શું લખવું, તેથી જે અંગત્યની બાબદ વિષે તેઓ સામા આદમીનું ધ્યાન ખેંચવા ચાહે છે. તે બાબદ સર્વેથી પેહલી દિસવાને બદલે કોણ જાણે કયાંહ કયાંહ પછવાડે ભરાઇ બેઠેલી હોય છે; તેથી પરિણામ એ નિકળે છે કે વાંચનારના મન ઉપર ધારેલી અસર થતી નથી. અને કાગજ લખેલું કારગત લાગતું નથી. તેજ માફક વળી કેટલાંક લોક કાગજમાં વારંવાર એકનેએક શબ્દો ફરી ફરી આણ્યા કરેછે. તેથી ચાલુ સલંગ એબારંત તુટી જાયછે, એટલુંજ નહીં, પણ વાંચનારના કાનને કંટાળો ઉપજેછે, માટે એમ તમારા કાગજમાં થવા દેવાની સંભાળ રાખવી. લખનારની મુખ્ય ખુબી એ જાણવી કે થોડા અને તેબી સાદા શબ્દોમાં એક અગત્યની બાબદની વાંચનારને સમજણ પાડે અને લાબા પિંજણનો અટકાવ કરે. બાઇઓ, કોઇ કોઇવાર તમોએ જોયું હશે કે ગામડેથી આવેલાં કાગજો જાણે ટપકાની માફક સરસરાટ ચિતરી કાહડેલાં; પણ તેમાંથી સાર તો કાંઈ બજ્જે નિકળે નહીં, અથવા ધડ કે પુછડું સુંજે નહીં—તેનો મોટો સાર એજ કે "દુવા સલામ વાંચજો" બીજું કાંઇજ નહીં, અને કાગજ ભરીએતો તેર તસુ લાંબું !

લખી રહ્યા પછી કાગજ હંમેશાં ફરી વાંચી જોવું, અને ભૂલચુક હોય તે સુધારવી, શબ્દોની જોડણીમાં ભૂલ કીધાથી અથવા કાહના માત્ર ચુકી ગયાથી તમારૂં કાગજ વાંચનાર તમારી કેળવણી વિષે ઉત્તમ મત્ત રાખનાર નથી, એટલુંજ નહીં પણ કોઇવાર તે તમારાં લખાણનો ઉલટોજ અર્થ ઉઠાડેછે. બનાતાં સુધી સર્વે અગત્યનાં કાગજોની નકલ એક ચોપડી મધે ઉતારીને તમારી પાસે રાખવી.

પરગામ અથવા અણજાણ્યા માણસ ઉપર કાગજ મોકલવું હોયતો તેનો ઉત્તર તમોને ઠાવકો પોંહચે એટલા માટે તમારૂં સરનામું અથવા નામ અને઼ ઠામ ખુલ્લી રીતે લખી જણાવવું.

કાગજ લખી રહીને પડબિડામાં મુકવા સારૂં એવી રીતે વાળવું કે તેની ઘડી તે પડબિડાના એક છેડાથી બીજા છેડા સુધી અંદર બરોબર સમાઇ રહે. પડબિડાંની ઉપર સરનામું વચ્ચોવચમાં કરવું. તથા ઠામ ઠેકાણાની વિગત લાંબી હોય તો છેક નીચે સુધી લખવી. તપાલમાં મોકલવાનાં કાગજ ઉપર સરનામું ચોકસ વિગત સાથ સંભાલીને કરવું, નહીં તો કાગજ ઠેકાણાસર પોંહચનાર નથી, અને ગેરવળે જશે. પડબિડાંનાં ઉપલાં જમણાં ખુણાં તરફ તપાલની ટિકેટ ચોંહટાડવી, અને પછી તેને ચેહેરી નાંખવી, કે જેથી તેની ચોરી થાય નહીં.

છેલ્લે એક અગત્યની બાબદ યાદ રાખવી કે કદીબી કોઇ ઉપર નનામું કાગજ મોકલવું નહીં. કાગજ લખી મોકલવું તો ખુલ્લી રીતે તમારી સહી કરવી, પણ વગર સહીનું કાગજ મોકલવાથી પરેજ રહેવું. ઘણું કરી દુષ્ટ અને મતલબિઆં માણસો આપમતલબ પૂરી પાડવા ખાતર આ ઇલાજ અથવા રીત વાપરે છે, જે સમજુ આદમીઓ બિલકુલ પસંદ કરતાં નથી, પણ તેને નીચ અને હિચકારી રીત ગણી તેવાં કાગજને જરા વજન આપતાં નથી. એવાં નનામાં કાગજથી કેટલીક વાર નખ્ખોદ નિપજે છે, પણ સારૂં પરિણામ તો કવચિત સાંભળવામાં આવેછે.

વર્તમાન પત્રમાં મોકલવાના કાગજ અથવા ચર્ચાપત્રમાં ઘણું કરી પ્રગટ કરવા કાજે ખરી સહી કરી મોકલવાની જરૂર નથી, પણ નીચે કોઇ જાવત શબ્દ મુકયો તો ચાલે; તોબી તમોએ લખેલી બીના ખરી અને ભરોસા ભરેલી છે, તે વિષેની ખાતરી આપવાને ખાનગી રીતે એક જુદી ન્હાની ચિઠ્ઠી મધ્યે તમારી ખરી સહી કરી અધિપતિ ઉપર મોકલવાની જરૂર છે.

# કાગળ લખવાનું શરૂ કરતાં અને ખતમ કરતાં જુદાં જુદાં આસામીઓને જુદી જુદી રીતે લખવાની રીત.

---

| | શરૂ કરતાં. | ખતમ કરતાં |
|---|---|---|
| માને | સદા માયાળુ માતાજી | તમારી સદા તાબેદાર બેટી. |
| બાપને | સદા મેહરબાન પિતાજી | તમારી તાબેદાર બેટી. |
| મોટાં માય જોગ. | નેકનામ મોટાં માયજી | તમારી નમંતાઇભરેલી બેટી |
| મોટાબાવા જોગ. | નેકનામ મોટા બાવાજી | તમારી નમંતાઇભરેલી બેટી |
| ભાઇ જોગ | પ્યારા ભાઇ | તમારી વહાલી બેહન. |
| બેહન જોગ | પ્યારી બેહન | તમારી વહાલી બેહન. |
| સાસુ જોગ | મેહરબાન સાસુજી | તમારી તાબેદાર. |
| સસરા જોગ | મેહરબાન સસરાજી | તમારી તાબેદાર. |
| નણંદ જોગ | મેહરબાન બાઇ | તમારી દુવાગીર. |
| કાકી જોગ | વહાલાં કાકી માય | તમારી તાબેદાર બેટી. |
| કાકા જોગ | મેહરબાન કાકાજી | તામારી તાબેદાર બેટી. |
| દીકરાની બાયડી જોગ | વહાલી બેટી | તમારૂં ભલું ઇચ્છનાર. |
| મિત્ર જોગ | વહાલી બેહન | તમારી દુવાગીર બેહન. |
| પારકા ગૃહસ્થ જોગ | શેઠ | તમારી દુવાગીર. |
| પારકી સ્ત્રી જોગ. | બાઇ | તમારી દુવાગીર. |
| દીકરી જોગ | પ્યારી બેટી | તમારી સદાહેતવંતી માતા. |
| મોટાં કૂળની સ્ત્રી જોગ | નેકનામવર બાઇ સાહેબ. | તમારી ખિદમતગાર. |
| મોટાં કૂળના ગૃહસ્થ જોગ | નેક નામવર શેઠજી સાહેબ. | તમારી ખિદમતગાર. |
| ભરથાર જોગ | વહાલા ભરથાર | તમારી વહાલી. |
| સ્ત્રી શિક્ષક જોગ | મેહરબાન બાઇ | તમારી સદા તાબેદાર. |

---

# અનુક્રમણિકા.

—:o:—

**કામકાજ સંબંધી કાગજ પત્ર.** સફે.



**સેલગાહ સંબંધી.**



**પરચુરણ બાબદો સંબંધી.**

# નિશાળિયા સંબંધી ચિઠ્ઠી પત્રી.

## શિક્ષક જોગ ચિઠ્ઠી.

મુંબઇ તારીખ ૧ લી એપ્રિલ ૧૮૭૧.

મેહેરબાન બાઈ પીરોજબાઈ,

જત મેહરબાન બાઇસાહેબને લખી જણાવ-વાને દલગીરી ઊપજેછે કે ગઇ રાતનું હમારૂં માથું દુઃખેછે. અને સેજ બોખાર પણ આવે છે, તેથી આજ રોજે હમો નિશાળે આવવાને અશક્ત છૈયે, માટે હમારી ગેરહાજરી માફ કરવીજી. એજઅરજ.

લા૦ તમારી સદાની તાબેદાર,

સુનાબાઈ શાપુરજી શેઠના.

# પાછળ લખેલી ચિઠ્ઠીનું પડબિડું.



મેહરબાન બાઇ

પીરોજબાઈ પેસતનજી મેહતા,

સરકારી કન્યાશાળાનાં શિક્ષક જોગ.

મુંબઇ.

# શિક્ષક જોગ બીજી ચિઠ્ઠી.

———:o:———

મુંબઇ તારીખ ૨ બીજી એપ્રિલ ૧૮૭૧.

નેકનામ

બાઈ પીરોજબાઈ,

જત આજ રોજે હમારા પિતરાઈ ભાઇની સાલગરી હોવાથી હમો હમારા કાકા સાથ વાડી જનાર છૈયે, તેથી આજનો દાહડો નિશાળેથી ગેરહાજર રેહવું પડે છે, માટે હમારી ગેરહાજરી દરગુજર કરશો એવું નમંતાઇથી માગી લૈયે છૈયે. કાલે હમો ખચીત હાજર રેહશુંજી. એજ વિનંતી.

લા૦ તમારી તાબેદાર

જરબાનું જાલેજર જાબુલા.

## નિશાળની સફીપણી જોગ ચિઠ્ઠી.

———:o:———

મુંબઇ તારીખ ૨ જી એપ્રિલ ૧૮૭૧.

પ્યારી બેહેન સુનાબાઈ,

જત આજ રોજે હમારા પિતરાઇ અરદેશરની સાલગરી હોવાથી હમો હમારા કુટંબિઓ સાથ વાડી જનાર છૈયે, જયાંહાં આખો દાહડો ગુજારી હમો રાતના પાછાં આવશું. પણ આવતી કાલને માટે શિખવાને આપણુને કિયા કિયા ધડા આપણા વર્ગમાં આપ્યામાં આવશે તે હમારી ગેરહાજરીને લીધે હમોને ખબર પડનાર નથી. માટે તસદી લઇને કાલે સવારના પોહરમાં એક ચિઠ્ઠી લખી તમારા કોઇ નોકર સોડે હમો ઊપર મોકલાવીને ધડાની વિગત જણાવશોતો તમારો મોટો ઉપકાર થશે.

લા૦ તમારી દુવાગીર બેહન

રતનબાઈ રૂસતમજી રાણા.

તાજે કલમ.

તમને તો બડી બામદાદે ઊઠવાની તબેહ છે, તેથી જેમ બને તેમ ચિઠ્ઠી હમોને સવારના પોહરમાં વેહલી પોંહચાડશોતો તમારો ઉપકાર જયાદા થશે.

ર. રૂ. રા.

# ઉપલી ચિઠ્ઠીનો જવાબ.

——:o:——

મુંબઇ તારીખ ૩ જી એપ્રિલ-૧૮૭૨.

વાહલી બેહન રતનબાઈ,

જત તમારી ગઇ કાલની લખેલી ચિઠ્ઠીમાં બતાવેલી ખાહેશ મુજબ આજ રોજે આપણા વર્ગમાં ક્યિા ક્યિા ધડા લેવામાં આવશે તેની વિગત હેઠળ લખ્યા મુજબ જાણવી:—

૬ ઠ્ઠી ચોપડી—પાનુ ૭ મું, પાઠ ૮ મો, કરોળિયાનો આખો વાંચવો, તથા તે માહેલા શબ્દોના અર્થ સમજવા.

ભૂગોળ વિદ્યા—પાનુ ૧૭ મું, ટિબેટ, મુખ્ય શેહરોથી વેપારની જીનસો સુધી.

વ્યાકરણ—પાનુ ૧૮ મું, સર્વનામનાં રૂપ.

હિસાબ-ભાજણીનો નીચે જણાવેલો દાખલો:—
૯૮૭૬૫૪૩૨૧ ગીની તેના પૌંડ કરવા.

બીજું, બેહનજી તમોને જણાવવાને મને દલગિરી લાગે છે કે આપણાં શિક્ષક તમારી ગેરહાજરીથી ગુસ્સે થયાં હતાં, કારણ, આ સુદ્ધાં તમો એક

માસમાં ૬ વાર સેજ બાહને ગેરહાજર રહ્યાં છો. જો હું ભુલતી ન હોઊં તો,

૧ લી વાર—તમારી માસીની દિકરી અદરાઈ તે દાહડે.

૨ જી વાર—તમારા કાકા ચિન સિધાર્યા ત્યારે.

૩ જી વાર—તમારા પગના અંગોઠા ઊપર નવાં બૂટથી છાગરો પડયો હતો ત્યારે.

૪ થી વાર—તમારૂં માથું દુખતું હતું ત્યારે.

૫ મી વાર—તમારી આંખમાં પવનથી કાંહકડો ગયાથી ડોહવાઇ આવી હતી ત્યારે.

૬ ઠી વાર—(એટલે ગઇ કાલે) તમારા એક પિતરાઇની સાલગરીનો દિવસ હોવાથી તમો વાડીએ સિધાર્યાં હતાં ત્યારે.

બેહન તમો કાંઇ મનમાં માઠું લગાડી એમ ધારશો ના કે હું કોણ એટલું કેહનારી, પણ એક મિત્ર તરીકે મારી એક નાહની સરખી ફરજ સમજી તમને ફક્ત સુચના કરવા ખાતર તમારૂં ભલું ઇચ્છીનેજ હું જણાવવાની રજા લઊં છું કે ઊપર લખેલાં કારણસર અરધો ડજન વાર તમો ગેરહાજર રહ્યાં તેથી આપણી શિક્ષક તમો વિષે સારૂં મત ધરાવતી અટકશે, કાંયકે ઊપર જણાવેલા સબબોમાંથી નિશાળેથી ગેરહાજર રેહવા જોગ વાજબી સબબ એક શિવાય વધારે મને

પણ માલમ પડતો નથી (તે વાજબી સબબ એ કે તમારૂં માથું દુખતું હતું.)

બેહન, આ ચિઠ્ઠી ખતમ કીધા આગમજ ફરી કેહવાની રજા લેઊંછું કે મારા ઊપલા બોલોથી તમો કાંઇ રીસ લગાડશો ના, પણ યાદ રાખજો કે ખરી હેતવંતી મિત્ર તેનેજ કેહવી કે જે વાજબીપણે મોહપર કડવો ઠપકો આપે, અને પોતાની દિલદાર સાથીની ચૂક વગર અચકવે બતાવી આપે. "જીંદગી ભોગવાવવાની જુગતી" મધે એક ચિનાઇ કેહવત આવેલી છે કે,

મિઠા બોલ મધૂર ખરા, પણ માહે રાખે વિષ,
કડવા બોલ કડણ ખરા, પણ આપેછે આશિષ.

તા૦ તમારી વાહલી મિત્ર,

સુનાબાઈ શોહરાબજી સોબેદાર.

તાજે કલમ.

હું લખવાને ભુલી ગઇ કે આજ રોજે આપણી નિશાળ જોવાને એક નામીચો અંગ્રેજ ગ્રહસ્થ તથા તેની સ્ત્રી આવનાર છે.

સુ. શો. સો.

# મિત્ર સંબંધી.

## ઇજન કરવાની ચિઠ્ઠી.

મુંબઇ તારીખ ૩ જી એપ્રિલ ૧૮૭૧.

પ્યારી બેહેન ગુલજાર.

જત લખવા અરજ એ છે જે આજ રોજે હુમારી સાલગરી હોવાથી કેટલાક અતલગના મિત્રોની સંગાતે ખુશી ખુશાલીમાં સપર લેવાને ઈરાદોછે. માટે આજ સાંજરે (તમારાં ઘરનું સુફિઆનું ખાણું ચુકી) હુમારાં ગરિબડાં મકાનમાં તમો સપર ઉપર બિરાજવાની તસદી લેશો એવું માગી લૈયે છૈયે. આપણી બીજી કેટલીક સહીઓ પણ હાજર થનારછે, માટે તમો પણ કાંઇ વાંધો લેશો નહીં, એવી ઉમેદછે. હુમારા બાવા, ભાઇઓ તથા માયજી સર્વ આપણી સાથેજ જમશે.

આ ચિઠ્ઠીનો જવાબ વાળવાની તસદી લેશોતો મોટો ઉપકાર થશે. એજ અરજ.

લા૦ તમારી વાહલી બેહન,

અસરાફ આદરબાદ.

---

## ઉપલી ચિઠ્ઠીનો જવાબ.

મુંબઈ, તારીખ ૩ જી એપ્રિલ ૧૮૭૧.

પ્યારી બેહન અસરાફ,

હમ સરખી ગરીબ મિત્રની યાદ તમોને સદા રાખતાં જોઇ હમો તમારો મોટો આભાર માન્યે છૈયે, અને તે છતાં વળી શરમિંદાં પણ છૈયે કે હમોથીતો કોઇ વેળા તમને તેડવા બનતું નથી. તમારી મેહરબાની ભરેલી ચિઠ્ઠીના ઉત્તરમાં જણાવવાની રજા લૈયે છૈયે કે હમો મોટી ખુશી સાથ ખચીત હાજર થૈશુંજી. પણ કદાચ ઘડીભર મોડું થાયતો દરગુજર કરવી, કારણ, આજ સાંજરે "ફરાંમજી કાવસજી ઇન્સ્ટીટયુટ" મધે મળનાર સભામાં હમો જનાર છૈયે, જ્યાંહાં એક અતિ ઉપયોગી બાબદ વિષે ભાશાન થનારછે.

લા૦ તમારી દુવાગીર બેહન.

ગુલજાર ફરાંમરોજ.

## મિત્રને ઇજન કરવાની બીજી ચિઠ્ઠી.

મુંબઈ તા૦ ૫ મી એપ્રિલ ૧૮૭૧.

**વાહલી બેહન જમના.**

જત આવતા રવીવારે હમારા નાહના બાઇ મંછારામની જનોઇ ક્રિયા થનારછે જે વેળા તમો તસદી લૈને સવારથી હમારી તારદેવની વાડીમાં જરૂર પધારવું. તે મધે સામેલ થવાને કોઇ જાજી પારકી સજનીઓને આમંત્રણ કર્યું નથી. માટે જરૂર કોઇપણ અગત્યનું કામકાજ મુકીછાણીને ઉપલે દિવસે હમારી ગરિબડી ઝુંપડી તમારાં નેક કદમથી પવિત્ર કરશો એવી હમારી અને હમારા પિતાજીની ઉમેદછે.

વળી હમારાં માતાજીએ તમને જાજા દિવસ થયાં દીઠાં નથી, તેથી આ અવસરે તમારી ઉપર એક ખાસ ચિઠ્ઠી લખત, પણ તેમને લખતાં ન આવડવાથી હમને ખરાવીને લખવા ફરમાવ્યું છે, જે બાહલ રાખીને તરત જવાબ વાળવાની તસદી લેશો તો ઉપકાર થશે.

લા૦ તમારી વાહલી મિત્ર.
ગંગાબાઈ ગવરીશંકર.

---

## ઉપલી ચિઠ્ઠીનો જવાબ.

મુંબઇ તા૦ ૫ મી એપ્રિલ ૧૮૭૧.

**વાહલી બેહેન ગંગા,**

તમારી કૃપા ભરેલી ચિઠ્ઠી આવી પોંહતી તે વેળા હમો બાહર ગયલાં હતાં, નહીં તો તરત જવાબ વાળી દેત. બેહન તમારાં હેત ભરેલાં આમંત્રણ થકી હમો મોટો આભાર માનિએ છૈયે, પણ જણાવવાને દલગીરી ઉપજેછે કે હમારી કાસી બેહન તાવથી બહુ બિમારી ભોગવે છે. માટે એવે અડચણને સમયે હમોને માફ કરશો એમ હાથ જોડી માગી લૈયે છૈયે.

તમારાં માતાજી સાહેબને હમો તરફથી પગે લાગી દુવા બંદગી કેહજો, તથા ઉપલી વાજબી અડચણે હમોને અટકાવ કીધો છે તે વિષે જાણ કરજો. એજ વિનંતી.

લા૦ તમારી સદા વાહલી મિત્ર,
જમનાબાઇ જવેરીલાલ.

# મિત્ર જોગ—પુસ્તક ઊછીનું માગવા વિષે ચિઠ્ઠી.

——:o:——

મુંબઇ તારીખ ૪ થી એપ્રિલ ૧૮૭૧.

**બેહન શીરીનબાઇ,**

જત લખવા અરજ એ છે જે તમારી પાસે સ્વર્ગવાસી મી૦ કરસનદાસ મુલજીના ઇગ્લંડના પ્રવાસનું પુસ્તક હોય તો મેહરબાની કરીને આ ચિઠ્ઠી લાવનાર માણુસ સોડે મોકલાવજો, હમો દિન ૧૦—૧૨ માં વાંચીને તમારી સેવામાં પાછું વાળશું.

તેના બદલામાં તમોને વાંચવા જોઇયે તો "જીંદગી જોગવવાની જુગતી" નામની નવી છપાઇ બાહર પડેલી ચોપડી હમો મોકલીયે, તે હમોએ ખરીદ કીધેલી છે, અને વાંચવા લાયક માલમ પડી છે. પણુ મુસાફરીનાં પુસ્તકો વાંચવાનો હમોને અતિઘણો શોખ છે, કારણ, તેઓની મારફતે ઘર બેઠાં બેઠાં ગોયા લંકે લટાર મારી શકાય છે, ચીન વેલાત જોવાય છે, અને પૃથ્વીના છેડા સુધી સેહલ કરવાનું સેહલ થઇ પડે છે.

**લા૦ તમારી દુવાગીર બેહન,**
**દીનબાઇ દીનશા દાવર.**

——————

# ઊપલાંનો જવાબ—પુસ્તક સંભાલથી રાખવા વિષે.

——:o:——

મુંબઇ તારીખ ૪ થી એપ્રિલ ૧૮૭૧.

**બેહન દીનબાઇ,**

જત તમારી આજ દિનની લખેલી ચિઠ્ઠી પોંહતી છે, અને તમારા માગવા મુજબ સ્વર્ગવાસી મી૦ કરસનદાસ મુલજીના ઇગ્લંડના પ્રવાસનું પુસ્તક આ ચિઠ્ઠી લાવનાર જોડે મોકલ્યું છે, તે સંભાલીને લેજોજી. બેહન હું તો મારાં વાંચવાનાં પુસ્તકો બીજાં કોઇને ધીરવાને કેટલીક વાર ખરેખર નાખુશ છું કારણુ કેટલાંક લોકમાં એવી માઠી ટેવ હોય

છે કે પારકાં પુસ્તકોને બેસંભાલથી વાપરી તેઓનાં ચિથડાં ઉડારી મુકે છે અને પુઠાં છુટાં પાડી નાખે છે, અથવા ડાઘડુઘથી તેઓની સિકલ એબ લગામની કરી નાખે છે. કોઇ તો તેઓ મઘેજ મનમાં આવે તેમ ચિતરે છે, અથવા કોઇ તો પોતાની યાદી ખાતર તેઓનાં પાના વાળીને (જેમ અંગ્રેજીમાં કેહ છે તેમ) "કુતરાનાં કાન" કરી મુકે છે. એ પ્રમાણે મિત્રની મેહરબાનીએ ધીરેલાં પુસ્તકના આવડાંનો અંત સેજમાં આણી મુકે છે, અને પછી તેવી ચિથડયા હાલતમાં તેઓને પાછાં આપતી વેળા જયારે નામોસી લાગે છે, ત્યારે કેટલીકવાર તે પુસ્તકો ધણીના હાથમાં બિલકુલ પાછાં ફરી શકતાં નથી!

બેહન, એવા અનેક દાખલા મેં પોતે જોયાથી ફકત લખી જણાઉં છું, તેથી તમો પોતે કાંઇ મનમાં માઠું આણુશો ના, કે એ રીતે મેં તમારી કાંઇ ચાલ ઉપર ટિકા કીધા હશે. નહીં, તમો કાંઇ એમ ધારશો ના. કેટલીક નઠારી છોકરીઓની એવી ટેવથી બીજાં કેટલાંક સુઘડ અને સંભાળવાળાં માણસોને પોતાની બેહનપણીઓ સોડેથી પુસ્તકો મેળવવામાં નાસિપાયસ થવું પડે છે, તેનું કારણ લખી જણાવ્યું છે. તમો વિષે તો મારી પુર ખાતરી છે કે આ કિંમતી પુસ્તક ઘટતી સંભાળથી ઉપયોગમાં આવશે, અને વંચાઇ રહ્યા બાદ સલામતીથી મારા સ્વાધીનમાં આવશે.

એના બદલામાં તમોએ "જીંદગી જોગવવાની જુગતી" મોકલવાની જે દરખાસ્ત કરી છે તેથી તમારી મેહેરબાની થૈ છે, પણ એ પુસ્તકતો મારા પિતાજીએ આગમજથી ઘરાક થૈને ખરીદ કીધું છે. તમોને મુસાફરીનાં પુસ્તકો વાંચવાનો અતિઘણો શોખ છે એવું જાણી હું બહુ ખુશી છું. આ પુસ્તક વાંચી રહ્યા બાદ "દક્ષિણ હિંદુસ્થાનની મુસાફરી" નું પુસ્તક જે હમણાજ એક કાબેલ કલમથી લખાઇ બાહર પડયું છે, તે જોઇએ તો મંગાવી લેજો, મારી પાસે છે, અને મોટી ખુશીથી તે પણ વાંચવા મોકલાવીશ.

લા૦ તમારી દુવાગીર,

શીરીનબાઇ કાવશજી કોહલા.

# મિત્રાચારી વિષે.

———:o:———

મુંબઇ તા૦ ૭ મી એપ્રિલ ૧૮૭૧.

**પ્યારી બેહન જાઈજી,**

જત આજ ઘણાક દિવસ થયા તમારા નેક દીદાર જોવાનું બન્યું નથી, તેથી હમો બેચેન રહ્યાં છૈયે. હમો આપણી જુની નિશાળથી છુટાં થૈ બીજી નવી નિશાળે ગયાં છૈયે તેથી હમારૂં હૈડું કાંઇ તમોથી છુટું થયલું હોય એમ ન જાણવું—હમો તો ઉઠતાં અને બેસતાં તમોને યાદ કરીયે છૈયે, પણ આપણાં જુદાં પડયાથી તમો પોતાના મનમાં જુદાઇ રાખતાં હોવોતો ખોદાને ખબર. હમારીતો એજ રીત નિસ જાણવી કે તમ સરખી ખુબીવંતી મિત્ર અગર પૃથ્વીના છેડા સુધી છેક છેટે જૈ બેઠી હોય તોપણ દિલના નરમ પરદામાં તેણીની મિત્રાચારી તાજીને તાજી સદા સાચવી રાખવી.

પ્યારી બેહન, અંગ્રેજીમાં કેહવતછે કે "નજરથી દૂર તે કદરથી દૂર" અથવા "આંખથી દૂર તે યાદથી દૂર," તેમ તમો હમને ભુલી ગયાં હોવોતો તેમાં તમારી મોટી ભૂલછે. અગર એમજ હોયતો હમો એવું માનશું કે એક કિંમતી ગોહેર હમારી સોડેથી દૂર ગયું, જેની ખૂટ હમોને ભારે લાગવાની. પણ ખોદા એવી ખૂટ હમને કદી પડવા ન દેતો! અને હમારી મિત્રાચારીનો ગાંઠ કદી ઢીલો થવા ન દેતો! મિત્રાચારી વિષે બેહન જેટલું બોલીયે તેટલું થોડુંછે, અને આ નહાના કાગજના વિસ્તારમાં તેનું બ્યાન સમાઇ શકનાર નથી. લખતાં લખતાં કાગજ ખપી જાય, શાઇ સુકાઇ જાય, કલમ કૂચો થાય, પણ ભલી મિત્રાચારીની ખુબી પુરેપુરી ન વખણાય.

ખરી મિત્રાચારી આજના સુધરતા જમાનામાંજ હશે એમ ન માનવું—અસલ જમાનામાં પણ મિત્રોની વફાદારી કાંઇ કમતિ ન હતી. આ નીચે જણાવેલો દાખલો, જે સેજ તમારા વાંચવા માટે ટાંકયોછે,

તે તમારૂં કોમળ હૈડું દયાથી, અને તમારી નાજુક આંખ આંશુથી ભર્યાં વના રેહનાર નથીઃ—

ડેમન અને પિથિઅસ નામના બે વાહલા મિત્રો હતા. તેઓ માહેલા પેહલાને માહાં ભાયગે ફાંસી દેવાનો બાદશાહનો હુકમ મળ્યાથી તેણે કાકલુદીથી માગી લીધું કે તેનાં બાયડી છોકરાં જેઓ દૂર જગોમાં રહેલાંછે, તેઓની છેલ્લી ભેટ લૈ આવવાની રજા આપવી, અને તે પાછો આવે તેટલાં પોતાને બદલે પોતાનાં મિત્ર પિથિઅસને કેદ બેસાડયો. પિથિઅસ પોતાના મિત્રની વફાદારી ઉપર વિસ્વાસ રાખી મોટી ખુશીથી કેદખાને બેઠો, અને વળી એવી સરતથી કે જો ઠેરવેલે વખતે ડેમન પાછો ન આવશે તો તેને બદલે પિથિઅસને ફાંસી જવું પડશે! આ સરતની સખતાઇથી આખાં શેહરમાં મોટો વસવટો ઉપજયો કે પિથિઅસે મોટી મુર્ખાઇ કરીછે, પણ ડેમન દગો કરી સટી ગયો તે પાછો ફરનાર નથી, અને પિથિઅસનો જાન નાહક જવાનો! હવે ઠેરવેલો દિવસ આવ્યો, ઠેરવેલો કલાક આવ્યો, તોબી ડેમન આવી પુગો નહીં. લોકો તેની લુચ્ચાઇ ઉપર બદ સુખન બોલવા લાગાં, પણ પિથિઅસથી તે સંભળાઇ શકાયું નહીં, તેથી તે બોલ્યો કે "મારો મિત્ર કદીબી બેવફા બને એ જમીન અને આસમાન મધે બનનાર નથી, એમ સત્ય કરી માનવું."

પણ હવેતો થોડીજ પલ બાકી રહી, તેથી પિથિઅસને ફાંસી દેવાના માચડા ઉપર ચઢાવ્યો! તે ખુશીથી સરસરાટ ચઢી ગયો, અને ધીરજથી સર્વ ભેગી થયલી ઠઠને સમજાવા લાગો કે "ભાઇઓ, ડેમનતો આવી લાગવાનોજ, પણ જ્યાંહાં પવન અને પાણીનો ખુદરતનો અટકાવ હોય, ત્યાંહાં ઇનશાન શું કરે? પણ ખોદા કાંઇબી કરી તેના વાટમાં વાંધો નાખજે, તેની ઝડફમાં ખલલ કરજે, કે જેથી તે મોડો આવે, અને તેને બદલે હું માર્યો જાઉં કારણ કે મારાં કરતાં તેની જીંદગી વધારે ઉપયોગી છે—હું તો છડો છું પણ તે તો ટબિલદાર છે. વાસ્તે વેકો જલાદો, વેહલા થાઓ, તમારો વખત થયો." આ બોલોથી સર્વ ભેગી થયલી આલમની આંખોમાંથી આંશુની

નેહર નિકળી, પણ પેલો સંગદિલ હાકેમ જે આ દેખાવ જોવાને પોતે એક ઉંચી બેઠક ઉપર બિરાજ્યો હતો, તેનું દિલ પિગળ્યું નહીં. હવે માત્ર એકજ પલ રહી, અને જલાદોએ બોંહે ચઢાવી, તેવામાં લોકોનો શોર ઉઠ્યો કે થોઓ, કોઇ ઘોડેસ્વાર પૂર જોસમાં દુરથી આવતો દિસે છે તે ડેમન સિવાય બીજો કોઇ ન હોય. પલવારમાં તે આવી પુગો, ભેગી થયલી ભિડમાં ધ્રુસી પેલા માચરા ઉપર ચઢી ગયો, અને પોતાના વાહલા મિત્રને વળગી પડયો! પિથિઅસ તેને જોઇ ઉલટો દલગીર થયો, અને બોલ્યો "અફ્રશોસ ઇશ્વર તેં મારી અરજ નહીં સુની! ખુદરત તેં એના વાટમાં ખલલ નહીં પોંહચાડી!" "હવે વેકો જલાદો તમારૂં કામ કરો હું હાજર છું" એમ ડેમન બોલ્યો, જલાદોએ પોતાની તૈયારી કીધી. આ દેખાવથી પથ્થર પિગળે તો ઇનસાનનું હૈડું બાકી રેહ? અંતે પેલા હાકેમે પેલા બેહુ મિત્રોને પોતાની હજુરમાં બોલાવ્યા, તેઓને સાબાસી આપી બેસાડયા, અને માફી બક્ષી; એટલુંજ નહીં પણ તેઓને પોતાના વાહલા મિત્રો બનાવ્યા!

બેહન, આ નાહના દાખલા ઉપરથી ખરી મિત્રાચારી તે કેહવી હશે તેનો કાંઇક વિચાર તમારા મનમાં આવશે.

ઉમેદ છે કે આ કાગજનો જવાબ વાળવાની તસદી લેશો.

લા૦ તમારી વાહલી મિત્ર.

**બચુંબાઇ ડોસાભાઇ રાંદેરીઆ.**

---

# ઊપલાં કાગજનો જવાબ—મિત્રાચારી વિષે.

મુંબઇની તા૦ ૮ મી એપ્રિલ ૧૮૭૧.

**પ્યારી બેહન બચુબાઇ,**

જત તમારૂં મેહરબાની ભરેલું કાગજ ગઇ કાલનું લખેલું હમોને પુગું છે, પણ રોકાણને લીધે તરત જવાબ વાલવાનું ન બન્યાથી માફ્ર માંગીએ છીયે.

બેહનજી તમો હમોને જુદાઇ વિષેનો ઠપકો આપો છો તે હમોને લાગુ પડતો હોય એમ હમો ધારતાં નથી. "નજરથી દૂર તે કદરથી દૂર" એ કેહવત હમારાં મનમાં વાજબી લાગતી નથી, તેમજ હમોને

લાગુ પણ પડનાર નથી. તમ સરખાં લાયકીવાળાં સહીની મિત્રાચારીનો લાભ લેવાને હમો કેટલાં ઇંતેજાર છૈયે તે કેહવા અથવા લખવાને હમારી જબાંમાં અથવા કલમમાં કઉવત નથી; ત્યારે અડચણને લીધે ઘડીભર હમો કાગજ લખીને તમારી મુલાકાત કરી શકયાં, તેથી હમો તમને છેક ભૂલી ગયાં હોઇયે એવું જે તમો ધારો છો તે સર્યામ ભૂલ ભરેલું છે. બેહન, ખરી મિત્રાચારી કાંઇ વખતથી વિખરાઇ શકતી નથી, જુલમથી જુદી થૈ શકતી નથી, અને મોંહતથી પણ તારાજ થૈ શકતી નથી. મોહત પછી પણ ખરી મિત્રાચારીની આંચ થંડી થૈ જતી નથી, તેનો એક જાણવા જોગ દાખલો નીચે લખી જણાવવાની રજા લેઉં છું:—

અસલ રોમ શેહર મધે જ્યારે માહો માહે લડાઇ ચાલતી હતી ત્યારે વોલમનિઅસ અને લુકલસ નામના બે જાની દોસ્ત રેહતા હતા. તેઓ માહેલા છેલ્લાને ત્યાંના હાકેમે જુલમથી જબે કરાવ્યો હતો. તેના મિત્ર વોલમનિઅસને પોતાનો બંચાવ કરવાનો પુર્તો વખત હતો તે છતાં તે નાસી ગયાને બદલે પોતાના મરનાર મિત્રની લાસ આગળ બેસી રહ્યો અને શોક કરવા લાગો તેવામાં દુશમનોના શિપાઇઓએ તેને જોયાથી પકડીને હાકેમ આગળ લઈ ગયા, ત્યારે તેને પણ ગરદન મારવાનો હુકમ થયો! તે વેળા તેણે તાબેદારીથી એટલીજ આર્જુ કીધી કે "મને મારા મિત્રની જોડે મરવા દેવો એટલે બસ; તેની પાછળ જીવવું મને લાજમ નથી. કારણ, મારી પોતાની સલાહથી તે તમારા શત્રુની સંઘમાં ગયો હતો." પછી તેણે પોતાના મરનાર મિત્રનાં જમણા હાથને ચુંમી લૈ, અને તેનું ધડ પોતાની છાતિ ઉપર મુકી, તે મોંહતને તાબે થયો!

પણ બેહન હવે આપણી જુદાઇ જાજેવાર રેહેનાર નથી, કારણ, હમારા પિતાજીએ હમોને પણ તમારાવાળી નિશાળે મોકલવાનો ઠરાવ કીધો છે. અડચણ માત્ર દૂરવેર જવાનીજછે, પણ આશાછે કે એ અડચણ તરત મટી શકશે. આ ખબર ખરેખર તમને સંતોષ આપશે એવી આશાછે. ઊતાવળથી લખાયુંછે તેથી માફ કરવી.

લા૦ તમારી સદાની દિલદાર મિત્ર

**બાઇજી જીવણજી જવેરી.**

# સગાઈ સંબંધી.

——:o:——

## એક છોકરીએ સુરત ખાતે પોતાની માતા ઊપર લખેલું કાગજ.

મુંબઈ, તારીખ ૫ મી એપ્રિલ ૧૮૭૧.

**સદા માયાળુ માતાજી,**

જત આજ રોજે ફુરસદ મળવે ઘણેક દાહડે કાગજ લખવાનું બન્યુંછે તેથી તમારી તણાઇ રહેલી આંખોને તાહડક વળશે એવી મારી ખાતરી છે.

અત્રે કાકાજીના ઘરમાં મને કશી વાતની અડચણ નથી પણ ખોદાની મેહરબાનીથી સર્વે તહરેની સગવર અને સેહલાઇ ભોગવુંછું. મારાં કાકીમાય મને પોતાની વાહલી બેટીની માફક ગણેછે, અને ખરૂં કહુંતો જેમ શીરીન તેમની એક આંખ, તેમ હું તેમની બીજી આંખ ગણાઉ છું. જેમ તેમની મમતાની કાંઇ મના નથી, તેમ (હું આશા રાખુંછું કે) મારી ચાલચલણમાં કાંઇ ખામી નથી—તેમના સર્વે વાજબી હુકમને તાબે થાઉ છું, સર્વે પડતા બોલ જીલી લેઉછું, અને સર્વે નાહના મોટાંનાં સુખ દુઃખમાં પલોટાઉ છું. માટે, વાહલી માતા જોકે હું તમોથી દુરછું, તોબી તમારી આંખ આગળ હોઊં તેમ માની નચિંત રેહવું, અને મારા વિષે એક રતીભાર પણ ફિકર કરવી નહીં.

પુસ્તકો ખરીદવાને તથા પરચુરણ ખરચને માટે જે "ખિસાં-ખર્ચી" મારા કાકા સોડેથી મને મળેછે તે સંભાળીને જરૂરની જીનસો ઉપર ખરચુંછું, અને તેનો આંકડો કરી હવે પછીના કાગજમાં બિડી મોકલીશ.

વાહલાં માતાજી, જેમ તમો મારા વિષે ઇતેજાર છો, તેમજ હું મારા નાહના ભાઇ રૂસતમની તથા તમારી તંદરોસ્તીના સમાચાર જા-

ણવાને થોડી ચિંતાતુર નથી. પણ હવે આપણને લાંબી ચિંતા રાખવાનું કાંઇ પણ કારણ રહ્યું નથી, કાંયકે વિદ્યા-હુન્નરની ખુબીથી આપણ દરરોજ, અને ખરૂં પુછોતો દર ઘડી, એકમેક સાથ વાત કરવાને શક્તિવાન છૈયે—એટલે બાફનો કાસદ આપણું સવારે લખેલું કાગજ સાંજના પરસ્પર પોંહચતું કરેછે, અને વિજળીનો ખેપિઓ એક પલમાં આપણા એક મેકના સમાચાર લાવી આપવાને સામર્થવાનછે; એ કેહવી નવાઇ!

મારી પરિક્ષા નજદીક આવીછે, તેથી ગયાં વરસની માફક આ વરસ પણ એક ઇનામ મેળવવાની આશામાંછું તેથી ઘડા સીવાય હાલ કશાં ઉપર મારૂં ધ્યાન લાગતું નથી. હાલતરત તમારા હકમાં દુવા માગી આ કાગલ ખતમ કરૂંછું.

લા૦ તમારી તાબેદાર વાહલી બેટી

**પીરોજબાઈ.**

---

# માતાનો જવાબ.

:o:

સુરત, તારીખ ૬ ટ્ટી એપ્રિલ ૧૮૭૧

**પ્યારી દીકરી પીરોજબાઇ,**

જત તમારૂં ગઇ કાલનું લખેલું કાગજ સાંજનું પોંહતું છે, અને તેથી તમોને મળ્યા જેટલો સંતોષ ઉપજયોછે. એક વાહલાંને દૂર રેહવા દીધાથી માતાનો જીવ કેટલો બેચેન રેહતો હશે તે માતા સીવાંય બીજું કોણ કહી શકે! વાહલી બેટી, કેલવણી ખાતર તમને વિહલી મુકવી પડીછે, તેથી મનમાં ખોદા યાદ આવેછે, અને હજારો દલગીરી દિલમાં ઊભાઇ આવેછે, પણ કેલવણી વના ઇનસાનનું જીવતર ફોકટછે, એવું હૈડામાં માની મનને મક્કમ કરી બેઠીછું. તમારો મરનાર પિતા જીવતો હોતતો આજ મને દલગીર થવાનું કારણ શું રેહત? પણ તમ સરખી સજાત બેટીનું ડહાપણ, અને શિખવા પાછળની ઉલટ, ઇત્યાદિ, મારો ગમ ભુલાવી દેછે, અને ભવિષ્યની મોટી ઉમેદ આપેછે.

દાનાવ બેટી, તમો જાતી અક્કલ ધરાવોછો, તેથી મારે કાંઇ નશિયત દેવાની જરૂર નથી, તોબી નીચલા મારા થોડા સદ-વચન સુની લેશો તો નકામા જશે નહીં:—

તમારાં કાકી માયને તાબે રેહજો—કારણ લાયક તાબેદારીથી ઇનસાન કદી અકારૂં લાગતું નથી. બોલવા ચાલવામાં નરમાસ

અને મિઠાસ રાખજો—કારણ મિઠી જબાંથી સર્વ કોઇની મેહરબાની મેળવી શકાય છે. ખાવા પિવામાં મધ્યમપણું રાખજો—કારણ તેથી તંદરોસ્તી સચવાય છે, દુઃખ દરદ દફે થાય છે, અને આયુષ્યમાં ઉમેરો થાય છે. દરરોજ બડિ બામદાદે ઉઠવાની ટેવ રાખજો—કારણ તેથી વિદ્યાભ્યાસ કરવામાં બહુ સેહલાઇ પડે છે, તથા તન અને મન સારો દાહાડો ઉધ્યોગ અને ઉલટ ભર્યું રેહ છે. ફુર્સદનો વખત કુઠલા અથવા નિંદામાં કાહડયાને બદલે રમુજી વાર્તા વાંચવામાં અને મધુર ગાયન ગાવામાં ગુજારજો—કારણ તેથી જ્ઞાન સાથ ગમત મળે છે. છેલ્લે, વાહલી બેટી, તમારી દરરોજની મોટી ફરજ એ સમજવી કે પાક તન અને મનથી ખોદાતાલાની બંદગી કરવાને ચુકવું નહીં—કે જેથી તે સાહેબ તમારી સર્વ મુરાદમાં પાર પડશે, ભવિષ્યમાં સુધારો કરશે, અને બન્ને જેહાનનું સુખ બખશસે.

આ કાગજમાં બિડેલું તમારી કાકીમાય જોગ એક જુદું કાગજ છે તે તેમને હાથોહાથ મારી દુવા સાથ સ્વાધિન કરજો.

લા૦ તમારી સદા હેતવંતી માતા,

**જીલુબાઇ.**

---

# મેહરબાનીનો ઉપકાર—દેરાણી જોગ પત્ર.

——:o:——

સુરત, તા૦ ૬ઠી એપ્રિલ ૧૮૭૧.

**મેહરબાન બેહન નવાજબાઇ,**

જત તમારૂં મેહરબાની ભરેલું કાગજ ૧ ગયા જાનેવારીમાં મલ્યું હતું, જેનો જવાબ હમોએ તેજ માસમાં વાળ્યો હતો. ત્યારબાદ તમો બેહન તરફના રૂડા સમાચાર મળ્યા નથી, જે સાંભળવાને હમો દરપલે ઉમેદવાર છૈયે.

આ કાગજ પીલીબાઇના કાગજમાં બિડીને મોકલ્યું છે, તે પુગેથી એમજ માનજો કે જાણે પીલીની માતા પોતે રૂબરૂ તમો નેક બેહનની ખિદમતમાં આવી ઉભી રહી છે. પેહલવેહલાં તો તમો બેહનનો પુરતો ઉપકાર માન્યા વગર બીજું કાંઇ પણ લખી શકાતું નથી, પણ તે ઊપકાર હમો કિયા શબ્દોમાં માનીયે, તે લખી જણાવવાની હમારી કલમની તાકાતમાં નથી.

મેહરબાન બેહન, તમો આગળ હમો ઘણું શરમિંદાં છૈયે; તમારા ઉપકારના બદલામાં હમોથી કાંઇ પણ બની શકતું નથી, કારણ હમો

પૈસાની શક્તિથી નાચાર છૈયે, અને વળી દૂર પડયાં છૈયે, માટે તમારી નરમ મેહરબાની ઉપર હમારૂં અભાગ્યું નસિબ ટેકાવી તમારે આસરે બેઠાં છૈયે. પીલીબાઇ તો તમારૂંજ બચ્ચું છે, અને એના માતપિતા તમોજ છો. એને કેળવવાને તથા સર્વે જોઇતી સગવર કરી આપવાને જે ઉદાર્તા તમો તથા તમારા ખાવંદ બતાવ્યાં જાઓછો, તેથી હમો વખતે વખત વાકેફ છૈયે, તથા તે સાંભળ્યાથી હમો એટલાતો ખુશી છૈયે કે તે ખુશાલી હમારો સર્વ ગમ વિશરાવી દેછે.

નેકનામ બેહન, પૈસો ટકો કે માલમિલકત કાંઇ સદા નિભતાં નથી; ઉગ્યો તે આથમ્યા વના રહેતો નથી; રડતી કાંઇ સદા રડ્યા કરતી નથી; તેમજ હસતીની આંખો પણ આંશુથી ભિનાયા વગર રેહતી નથી. કાયમ અત્રે કાંઇજ નહીં, પણ ખુબી અને ખોદા છે. ભલી ખુબી ને નેકી સદા રહી જાયછે, અને નેકીના વાવેલાં બી આવતા દિવસોમાં દસહજાર ગણા ફલો આપેછે. કેહેવત છે કે "નેકીનો બદલો નેકીજ આપેછે," નેકીના કામો ગમે તેવાં ગુપ્ત થયાં હોય, અને દુનિયાં તેથી બેફાંમ હોવાથી કદર ન બુજે. તોબી નેકી પોતે તે કામોનો ઘટતો ખંગ ખોદા પાસથી અપાવેછે, અને અંતઃકરણથી બદલો મળેછે તેતો જુદો. માટે ખોદા તમો ધણી ધણિઆણીને સલામત રાખે, અને હમારી નાચારની કદર બુજનારને હજારો હજાર ગણો બદલો આપે; એજ હમારાં ગરીબ દિલની દુવા છે તે તમોને આમીન થાઓ.

લા૦ તમારી સદાની દુવાગીર

**જીલુબાઇ જમશેદજી.**

---

# ચિનથી લખાઈ આવેલું ધણિયાણી જોગ કાગજ.

:o:

હાંગકાંગની તા૦ ૨૪ મી એપ્રિલ ૧૮૭૧

(સ્ટીમર "સીંગાપોર" સાથ)

**પ્યારી પીરોજા,**

જત આજ બે મેલ થયા મારાથી કાગજ લખવાનું બન્યું નથી, તેથી દલગીરછું. તમો ધારતાં હશો કે હું દૂર જૈને નચિંત થૈ બેહો હઇશ, પણ તેમ નથી. અત્રે હું જ્યારનો આવ્યો છું, ત્યારનો એક મારો એવો દિવસ નથી ગયો કે જેમાં તમો અને આપણાં બચ્ચાં વિષેના વિચારે મારાં મનને બેચેન કીધું ન હોય. પણ તમારી જાતી અક્કલ, ઘર ચલાવવાની યુક્તિ, બચ્ચાંની માવજત પાછળ રાખેલી કાળજી,

ઇત્યાદી, અત્રેની મારી એકલી હાલતની અગવડ વિશરાવી દેછે, અને મારા ધંધા ઉપર જોઇતું ધ્યાન આપવાને ઉત્તેજન આપેછે.

પ્યારી પીલુ, દેશાતન કરવાની મારી અજમાશ જોકે નાહની, તોબી એક મોટી નશીઅત એ આપેછે કે કુટુંબ પરિવાર મધે સંપ અને સલાહ સંપજમાં રહ્યાથી જેટલી અગવર ટળેછે, અને જેટલું સુખ મળેછે, તેટલું એકલું રહ્યાથી મળી શકતું નથી. અત્રે પણ આપણ સાથેજ હોયેતો કેહવું સારૂં! આ વેળા તમને લખી જણાવવાને ખુશાલી ઉપજેછે કે હમારા કેટલાક મિત્રો પોતાની વાહલી બાનુઓને લૈને અત્રે આવ્યાછે. આ તેઓનો તારીફ લાયક દાખલો બીજાઓએ પણ બનતાં સુધી નકલ કરવો જોઇયે એવું મારૂં મત્તછે. તમો પણ અત્રે આવવાનો વિચાર કરો તો કેવું સારૂં! જ્યાંહાં પ્યારી ઓરત અને વાહલાં બચ્ચાં નજર આગળ હોય, ત્યાંહાં પારકું દેશ પોતીકું લાગે છે, અને લાંબી ફિકર ચિંતાથી મનને મોકળું રાખે છે. અત્રેની આબોહવા બહુ ખુશનુમા રહે છે, ફરવા હરવાની જગાઓ અત્રે અનેક છે, ખાવા પિવાનું સુકિયાતું મળે છે, અને કશી વાતની અગવડ બિલકુલ છેજ નહીં. માટે તમો ડહાપણથી વિચાર કરી અત્રે આવવાનો ઠરાવ કરશો અને વગર ઢિલે મારી ઉપર જવાબ લખી વાળશો એવી પૂર ઉમેદ છે. વળી સાંભળીને ખુશી છું કે એકુ બે બીજી સ્ત્રીઓ પણ અત્રે પોતાના ભરથાર તરફ આવવા નિકળી છે, અને તેઓનો સાથ મળે તો અડચણ કશી રીતની પડવાની નથી.

આ કાગજ મધે હુંડી ૨ તમો જોગની રૂ ૧૫૦૦ ની, અંકે પંદર શોની બીડી છે, તેઓની વિગત:—

હુંડી નંબર ૨૩૪૫–રૂ ૧૦૦૦ અંકે એક હજારની–મુદત દિન ૪ ની—એદલજી ફરામજીની કંપની ઉપર.

હુંડી નંબર ૫૦૮–રૂ ૫૦૦ અંકે પાંચશોની—એજ મુદતની, ખોજા આહુમદભાઇ હબીબભાઇની કંપની ઉપર.

એ નાણા મળવે તુરત જવાબ વાળવાને ભુલશો ના.

ખોદાની મેહરબાંનીથી અત્રે હું સારી તંદરોસ્તી ભોગવું છું, અને તમારી તથા છોકરાંઓની તંદરોસ્તીના સારા સમાચાર સાંભળવાને દર પલે ઉમેદવાર છું. ફલુને તથા જાઇને અને તુરને દરરોજ નિશાળે મોકલ્યા કરવાને ચુકશો નહીં.

લા૦ તમારા વાહલા ભરથાર,

**શાવકશા શેરાબજી શુબેદારના**

**આશીરવાદ કબુલ કરજો.**

નંબર ૨૩૪૫

હાંગકાંગ તા૦ ૨૪ મી એપ્રિલ ૧૮૭૭.

રૂ ૧૦૦૦–૦–૦

આ દેખાડયા બાદ દિવસ ચાર પછે મુંબઇ મધે પારસણ બાઇ પીરોજબાઇ તે અત્રેના શેઠ શાવકશા શોરાબજી સુબેદારના ધણીઆંણીને અથવા તેમના લખેલા હુકમ મુજબ રૂપીઆ એક હજાર પુરા રોકડા ચુકતે આપજો અને કાગજમાં લખ્યા પ્રમાણે અત્રેની પેહડી ખાતે ઊધારજો.

લા૦ શેવક

એદલજી ફરામજીની કંપની.

દસ્તક પા. ફ. ડો. મી.

શેઠો

એદલજી ફરાંમજીની કંપની જોગ,

મુંબઇ.

નાં૦ ૫૦૮



સવસત શ્રી મુંબઇ બંદરે મહાસુભ સ્થાને પુંજા રાધે શ્રી પાંચ ખોજા શેઠ આહમદભાઇ હબીબભાઇની કંપની જોગ શ્રી હાંગકાંગ બંદરેથી લા. આહમદ ભાઇ હબીબભાઇની કંપનીનો સલામ વાંચજો. જત અત્રેથી રાખયા, પા. શાવકશા શોરાબજી સુબેદાર પાસેથી રૂ૫૦૦) અંકે રૂપૈયા પાંચશો, હડીશોથી બમણા ને સવાસોથી ચોગણા પુરા રોકડા લીધાછે. તેની મુદત હુંડી પોંહતા પછે દિન ૪ અંકે ચારની, નામે શાહ વેપારી જોગ, રૂપીઆ હુંડીની રીતના, ગુરથ ઠામ ઠેકાણું ચોકસ કરી આપજો. નીશાની એ જે કાગજ મધે લખીશું—લા. ખોજા કાસમ-અલી અલીરઝાની દુવા સલામ વાંચજો. તા૦ ૨૪ મી એપ્રિલ સને ૧૮૭૧.

| રૂ ૫૦૦—૦—૦ |
|---|

# ભરથાર ઊપર લખેલો જવાબ.

———:o:———

મુંબઇની તા૦ ૧૫ મી મેએ ૧૮૭૧

( સ્ટીમર મૈલટા સાથે )

**મારા પ્યારા ભરથાર,**

જત તમારા મુબારક હાથનું કૃપાભરેલું કાગળ ૧ તા૦ ૨૪ મી એપ્રિલનું સ્ટીમર "સીંગાપોર" સાથ મોકલેલું ચાકલેલું ચાલતા માસની તા૦ ૧૩ મીની બપોરનાં પોંહતુંછે, જે વાંચ્યાથી દિલમાં મોટો સંતોષ ઉપન્ન થયોછે. તે મધે બિડેલી રૂ૧૦૦૦ની હુંડી ૧ તેના નાણા, તથા રૂ૫૦૦ ની બીજી મલી જુમલે રૂ૧૫૦૦ પુરેપુરા પોંહતાછે તે જાણજો જી. એ હુંડીને માટે હમો તમારો અતિ મોટો ઉપકાર માન્યે છૈયે, અને એ નાણાનો હિસાબ તમો નામવરની હજુર લેતાં આવશુંજી.

તમો ઇચ્છોછો કે હું છોકરાં સુધાં તમારી તરફ આઉતો બેહતર આ તમારી ઇચ્છા એકદમ કબુલ કરવાને મારે જોકે અનેક વાંધા છે, તોબી ધણીની તાબેદારી બાહલ રાખવી એ મારો મોટો ધર્મ ગણુછું, અને એ ઉપરથી તમો જ્યાંહાં મજને ફરમાવો ત્યાંહા હાજર થવાને હું તૈયાર છું.

મેહરબાન ભરથાર, તમારાં કાગજનો ટુંક જવાબ એ જાણવો કે "હું તૈયાર છું". તમને રોશનછે કે હું મારી આખી જીંદગીમાં કદીબી આગબોટ મધે બેઠેલી નથી, તેથી સમુદ્રના સંકટો સહન કરવાં પડશે, અને પવન તથા પાણીના આધાર ઉપર મારો અને બચ્ચાંનો જીવ જોહકાવવો પડશે, ત્યારે કેવી ભય લાગશે તે વિષે વિચાર આવે છે. પણ ખોદા અને ખાવંદ એઓની મરજી રાખ્યાથી કદી ખતા ખમવી પડતી નથી, એ વિસ્વાસ મન માહેલી સર્વ ભય ભસ્મ કરી નાખી હૈડાંને હિંમત આપે છે.

હાલ થોડા દિવસ થયા આપણા નાના ફ્લુની તબિયમાં બિગાડો થયલો છે—આ સાલનો ઉનાળો વધારે સખત હોવાથી બચ્ચાંઓ ઉપર ભર વધારે છે. માટે એવી હાલતમાં તેને લૈને દર્યામાં જવું દરૂસ્ત લાગતું નથી, પણ થોડાંક અઠવાડિયાંનાં ચાર છાંટા પડતાં રૂતમાં ફેરફાર થશે, અને તેમજ એની તબિએતમાં સુધારો જેવો માલમ પડશે તેવીજ પેહેલી તકે તમારી તરફ રવાના થૈશું, એમ ખચિત જાણવુંજી; અને તે વિષે તમોને આગમજથી લખી જણાવશુંજી. તેટલામાં તમારા મુબારક હાથનું એકુ બીજું કાગળ આવી પોંહચવાની આશાછે. એજ વિનંતિ.

**લા૦ તમારી સદાની તાબેદાર,**

તમારી વાહલી,

**પીરોજબાઇ.**

# કામ કાજ સંબંધી.

:o:

## નાણુ ઊછીનું માગવા વિષે.

મુંબઇ, તા૦ ૨૦ મી એપ્રિલ ૧૮૭૧.

**વાહલી બેહન પીરોજબાઇ.**

નેકનામ, કદરદાન અને મેહરબાન બેહન, આજ રોજે તમો ઉપર એક અરજ કરવા માટે આ કાગજ લખ્યુંછે, તે એવી ઉમેદથી કે હમારી અરજ બાહલ રાખવાને, અને ગરજની વેળા ઘટતી મદદ કરવાને તમો જરા પણ આનાકાની કરશો નહીં.

તમો મેહરબાન ઉપર જે માગણી હમો અત્રે કરવા તૈયાર થયાં છૈયે, તે તમારી મેહરબાની ઉપર પૂર ભરૂસો રાખીનેજ કોશેસ કીધીછે, જેમાં હમો નિષ્ફળ થનાર નથી, એવું હમો જીગરથી માનીયે છૈયે. તમારી કૃપા ઉપર હમો એટલો ભરૂશો રાખ્યે છૈયે તોબી તે માગણી કરવાને શરમ લાગેછે. કેહવત છે કે "ગરજની વેળા જે મદદ આવે તેને ખરો મિત્ર ગણવો" જેની યાદ તમને આપવાની કાંઇ જરૂર નથી, કારણ ખરા મિત્ર તરીકે અનેકવાર તમો પોતાના સાથીઓની ગરજ સારતાં સાબેત થયાં છો.

બેહનજી, હમારી ગરજ, અને તે વિષેની અરજ એ છે કે હમારે સારૂં રૂ૫૦૦ ઉછીના મોકલો તો હમો લાંબી ઢીલ કીધા વના ટુક મુદતમાં પાછા વાળશું. હમારા ધણીની હુંડી ચીનથી આવતાં આ માસમાં ઢીલ થૈછે, તેથી હમો એક અગતની જીનસ મેળવવાને અટકી બેઠાં છૈયે—હમારા વડા ભાઇ ધનજીશાહના આવતાં પખવાડીયામાં લગનછે, તે વેળા પેહરવાને એક નવી કારચોકી ભરાવવાને હમો બેશી રહ્યાં છૈયે. હમો પાસ બે ત્રણ કારચોકીઓછે, પણ તેઓની તરાહ નવી ફાશનની ગણાતી નથી, તેથી એવે પ્રસંગે તેઓ પેહરવાને ઠીક લાગતી નથી. અવસર ઘણો નજદીક આવતો જાયછે, પણ હજુરસુધી હમારા ધણીની હુંડી આવી ન પુગાથી આ વિનંતિ કીધીછે, જે બાહલ રાખીને ઊપલી રકમ આ કાગજ લાવનાર સંગાતે મોકલી આપશો તો હમો થોડા દહાડામાં પગે લાગીને વ્યાજ સુધાં પાછી વાળશું.

લા૦ તમારી સદાની દુવાગીર,

**સીરીનબાઇ શોરાબજી મેહતા.**

**તા. ક**—એ નાણા વિષે ધારા પ્રમાણેની વિઆજુ ચિઠ્ઠી તમોને આપવી તેની એક નકલ આ ચિઠ્ઠી સાથે બિડી મોકલીછે, તે પસંદ પડવે પાછી મોકલી દેશોતો છાપના કાગજ ઉપર લખીને સહી કરી મોકલશું.

**સી. શો. મે.**

# વિઆજુ ચિઠી.

———:o:———

બાઇ પીરોજબાઇ પોહચાજી પટેલ જોગ લા૦ સીરીનબાઇ શોહરાબજી મેહતા, જત રૂ૫૦૦) અંકે પાંચશો પુરા રોકડા દેવા, અંગ ઊધારે દેવા, દેશ પરદેશ દેવા, જ્યારે ધણી માગે ત્યારે દેવા, એનું વિઆજ માસ ૧ ટકા ૦॥। (પોણા) લેખે ચહડે તે ભરી આપીએ સહી. એમાં કશો સર સુખન નહીં. હમો હમારી અકલ હુશીઆરીથી રૂપીઆ રોકડા લૈને આ ચિઠ્ઠી લખી આપીછે, એ લખ્યું બાપના બોલ સાથે પાલીએ સહી—મુંબઇ તારીખ ૨૦ મી એપ્રિલ ૧૮૭૧.

સીરીનબાઇ શોરાબજી

ઊપર લખ્યા પ્રમાણે સહી.

# ઊપલાં કાગજનો ઉત્તર—નાણાના ઘટતા ઊપ્યોગ વિષે.

———:o:———

મુંબઇ, તારીખ ૧૨ મી એપ્રિલ ૧૮૭૧.

**પ્યારી બેહન શીરીનબાઇ,**

જત તમારૂં કાગજ પુગુંછે, અને તેનો જવાબ તાબરતોબ લખાવાને ઢીલ થૈ છે તેથી માફ કરવી. બેહન, પેહલાંતો મારે જણાવવું જોઇયે કે તમારાં કાગજે પેહલાં દલગીરી, અને પાછળથી દયા ઉત્પન્ન કીધીછે. દલગીરી એ કારણથી કે તમો ઘણાં ગરજમંદ તથા આર્જુમંદ દિસ્યાથી; પણ દયા, એ સબબથી કે તે તમારી ગરજ અને આર્જુ નજીવી અને (બરોબર બોલ્યે તો) નકામી અને નાપાયદાર સાબેત થયાથી.

બેહન, હમો હમારા મિત્રને ગરજની વેળા મદદ આપવામાં સદા પેહલાં છૈયે, અને ખરી ગરજ જો કોઇને પડી હોયતો હમારી બનતી કોશેસથી તેની સેવા બજાવ્યે, પણ તમારી માગણી હમોથી બાહલ રાખી શકાતી નથી.

નામીચો મહાકવિ શેકસ્પીઅર એક ઠેકાણે એક સોનેરી શિખામણ દૈ ગયોછે કે—

ઉછીનું કદી કોઇ કણેથી ન લેવું;
ઉછીનું કદી કોઇ કાળેબી ન દેવું;
ઉછીના રૂપૈયા નાશે ને નશાડે—
ખોવાહી જઇ વળી મિત્ર ખશાડે,

હું તો ચાહું છું, બેહેન, કે આ રૂપેરી રીત તમો પણ તમરી કરી લેઓતો કેહવું સારૂં! પણ આ નાણાની તમને જરાબી જરૂર હોય એમ હમોને લાગતું નથી; કારણ, ભાઇના લગનને અવસરે પેહરવા આસમાસ પોતાની પાસેની કિંમતિ કારચોકીઓ પડતી મેળી બીજાં પાસેથી નાણા ઉછીના લૈને એક નવી તરાંહની કારચોકી ભરાવવી જોઇયે, અને તે વના ચાલે નહીં, એમ માનવું સર્યોમ ભુલ ભરેલું છે, એટલુંજ નહીં, પણ ડહાપણના રસ્તાથી દૂર છે. બેહન, કાંઇ અતિ કિંમતિ કપડાં પેહરીયાથી અતિ ઘણી વાખવાખી મળતી નથી—સ્રીની ખુબી કાંઇ સુંદર સણગારથી નહીં, પણ લાયકી વાળી ચાલ ચલણથી દીપી નિકલેછે. મારે આ રકમ જે તમો ફોકટ ફેંકી નાખવા માગો છો તેથી હાથ ઉઠાવોતો કેહવું સારૂ! જો એજ રૂ ૫૦૦ ની રકમ બંચાવી રાખીને ઘટતે ઠેકાણે વાપરી હોયતો કેટલો ફાયદો

થાય! જો એ રકમ અનામત કોઇ સારે ઠેકાણે મુકી હોયતો ૧૦ વરસમાં બેવડી થાય. પણ વ્યાજે ધિરેલાં નાણાં કોઇ વાર પાછાં ફરી શકતાં નથી, તેથી જો એ રકમ સરકારી ચાર ટકાની "લોન" માં રોકી હોય તો વરસ દહાડે રૂ ૨૦ ઉપજાવે, અને તે વગર ધાસ્તિએ જાણે તમારા વકોરમા રાખી હોય તેમ સલામત રહે, પછી ફકટ તેના વ્યાજમાંથી ગરીબ માનવી જાતનું ભલું કરવાના કેટલા ઉપાય તમારે હાથ આવે તે બેહન જુઓ:—

કોઇ ગરીબ માબાપની છોકરી નીશાળે જૈ ઉલટથી શિખતી હોય, પણ તેણીના માબાપ• માઠી હાલતને લીધે પગાર અથવા ચોપડીઓ પુરી પાડવાને અશક્ત હોવાથી તેને ઉઠારી મુકે તો વરસ દહાડે રૂ ૨૦ તેમને મોટો ટેકો આપે, અને પેલાં ઊલટ ભરીઆં બચ્ચાને વગર અટકવે કેળવણી લેવાની તક મળે.

અથવા કોઇ ગરીબ કુટુંબ ચોપાન્યાં અને વર્તમાનપત્રો વાંચશોખ રાખતું હોય, અને તેઓથી ઉપજતા અનેક ફાયદા ઇંતેજારીથી ચાહતું હોય, પણ તેઓ ઉપર બેસતો ખરચ આપવાને બિલકુલ અશક્ત, હોય, તો તેવાં એક કુટુંબને મુંબઇ મધે પ્રસિદ્ધ થતાં ઘણાં ખરાં મુખ્ય ગુજરાતી ચોપાન્યાં અને એકુ બે મુખ્ય દર અઠવાડીએ પ્રગટ થતાં વર્તમાનપત્રે પોંહચતાં કરી આપ્યાં હોયતો તેઓ કેટલા ઉપકારથી તેઓનો લાભ લે, અને તમને દુવા દે! રૂ૨૦ ની રકમ વરસ દહાડે આ કારણ માટે પુર્તીછે.

અથવા કોઇ નાચાર વિધવા સીવી સાંધીને પોતાનું અને બચ્ચાંનું ગુજરાણ કરતી હોય, અને ખોદા તથા પોતાના ખભાં શિવાય તેણીને કોઇનો આસરો ન હોય, તેવી નાચાર અબલાને ઘર દર વરસ ચોખાની ગુણ ૨ થી ૩ ગુપચુપ રીતે પોંહચતી કીધી હોયતો તેથી તેણીને કેટલો ટેકો મળે, અને તેણીની ચિંતામાં ઘટારો થાય, તથા તમોને તેણીનાં અને બચ્ચાનાં ગુપ્ત હૈડાની દુવા કેટલી લાગે! ખોદાના આશીર્વાદ આ માર્ગે મેળવવાને પેલા રૂ૨૦ બસ છે.

અથવા કોઇ પડોસનાં ગામમાં દુકાળનો કડકડતો દસ્ત ચાલતો હોય, અને તેથી ગરીબો ગરોગર જથ્થાબંધ મરણ પામતાં હોય, તો મોહતના હાથમાં ધરણે મુકેલા ગરીબ જીવડાઓમાંથી કેટલાનો આ નહાની રકમ છુટકારો કરી શકશે!

એ શિવાય, બેહન, બિજા ઘણાબી રસ્તા છે, કે જેમાં તમો તમારી રકમ ઠોકબંધ સલામત રાખી મુકતાં છતાં બિજાઓનું કલ્યાણ

કરવાને શક્તિવાન થાઓ. અને શેવટ, સત્ય કરી માનજો કે ટિલીની કોરની સારી પેહર્યાથી જેટલી ખુશાલી મળેછે, તે કરતાં દસ હજારગણી ખુશાલી અને અંતઃકરણની શાબાસી આ ઉપર જણાવેલી રીતે પારકાનું ભલું કીધાથી મળેછે.

આ મારા પત્રથી મનમાં માઠું લગાડશો નાં, પણ "મન મારવું" અથવા "ઇદ્રિને જીવવી" તે શું અને તેના શો ફાયદા હશે, તે વિષે તમારાં ચાલાક મનમાં કાંઇ ખ્યાલ ઉપન્ન થશે. કાંઇબી કામ કાજમાં હમારી મદદ અથવા સલ્લાહ જોઇતી હોય તો બેલાસક લખી જણાવજો. હમો તમારા હકમાં ભલું જોવાને સદા આતૂર છૈયે. એજ વિનંતિ.

લા• તમારૂં ભલું ઇચ્છનાર તમારી વાહલી બેહન

**પીરોજબાઇ પોંહચાજી પટેલ.**

---

## એક છોકરીની માતાએ દિકરીની શિક્ષક ઉપર લખેખેલું કાગજ.

:o:

**નેકનામ બાઇ પુતલીબાઇ,**

જોકે જાતે હમોથી તમને મલવા આવવાને બનતું નથી, અથવા નથી, અથવા આપણ મોહડે મોહડું પરસ્પર ઓલખાણ ધરાવતાં નથી તોબી ઉમેદ છે કે હમારી થોડાક નમંતાઇ ભરેલી સુચના બાહલ રાખશો.

હમારૂં બચ્ચું જ્યારનું તમારા હાથ હેઠળ કેળવણી લેછે ત્યારનું હમારૂં ગરીબડું હૈડું ગુપ્ત અવાજે તમો મેહરબાન બાઇને કેટલા આશીરવાદ દે છે તે મોહડે બોલવું યા હાથે લખવું વ્યર્થ છે. કેલવણીની જે ઉત્તમ રીતીઓથી, અને નિતિની સુભ નશિયતોથી કુંમળાં મગજ ઉપર જે નરમ, પણ ન ફિટે તેવા છાપ મારવાને તમો યત્ન કરો છો તેની તારીફ આ ઠેકાણે હમો કરી શકતાં નથી. એ બચ્ચું જાણે તમારૂંજ છે, અને પાછળથી તમારા ઉત્તમ બોદ્ધને છાતિમાં યાદ રાખવાને ચુકનાર નથી.

પણ બાઇ, હમો કમતરીન એક સુચના કરવાની રજા લૈએછ, તે એ છે કે હિસાબ ગણવામાં અને સારા અક્ષર લખવામાં હમારી જરબાનું બહુ પાછળ પડેલી જણાય છે, અને તે ઉપર તમો બાઇનું લક્ષ પેહલાં ખેંચવા માંગીએ છયે, સંસારમાં પાછળથી પડયાં એટલે હિસાબ અને ગંત્રીનું વારંવાર, અને બલકે હરરોજ કામ પડે છે, અને જે સ્ત્રીઓ સાધારણ કામજોગ હિસાબ પણ ગણી શકતી નથી તેઓને એક સાધારણ સાથીઓ પણ ઝટ ઠગી અથવા ધુતી જાય છે.

તેમજ અક્ષર સારા, સરખા, અને મરોડદાર લખવામાં પણ તેણીનો સુધારો વેહલો થવો જોઇએ. આ તો વાત સાધારણ છે કે કોઇબી નર યા નારીના અક્ષર જોઇ વાંચનાર ધણી તેના વિષે કંઇક સારો યા માઠો વિચાર ઝટ બાંધી શકે છે કેટલાક દાખલા એવાબી મળી આવશે કે ખરાબ અક્ષર લખનાર સારી કેલવણી ધરાવતાં હશે, પણ કોઇબી દેશમાં સારા અક્ષર લખનાર માઠી કેલવણી પામેલું હોય એમ કવચિત બને છે. વળી હમારાં સાંભળવામાં એ બાબે અંગ્રેજી એક કહેવત આવી છે તે એકે જેના અક્ષર પાધરા નહીં તેની અક્કલ જાણી નહીં;" અથવા "જેનું લખાણ સારૂં નહીં, તે વખાણ લાયક નહીં." એ એટલી નમંતાઇ ભરેલી સુચના આ બે બાબદ વિષે કરી આ કાગજ ખતમ કરવાની રજા લૈએ છૈએ.

લા० તમારી દુવાગીર શેવક,

**મેહરબાઇ મેહરવાનજી.**

---

# ઊપલાં કાગજનો ઊત્તર.

:o:

મુંબઇ તા॰ ૧૩ મી એપ્રિલ ૧૮૭૧

**મેહરબાન બાઇ મેહરબાઇ**

જત તમારૂં (વગર તારીખનું) પત્ર આજ રોજે પોંહતુંછે, તે મધે જે વખાણ ભરેલી વાણી લખીછે તેથી તમારો ઉપકાર થયોછે; પણ હમોને તે છાજતી હોય એમ હમો માનતાં નથી. તમોએ તો તમારી લાયકી બતાવી, પણ હમોએ તો હમારી માત્ર સાધારણ ફરજ બજાવી છે. હમો ઇચ્છીએ કે તમો જેવાં ઉલટ ભર્યાં અને ઇંતેજાર મા બાપ સર્વના હોજો. એક બચ્ચું અચ્છી રીતે કેળવાય તેમાં ખુબી શિક્ષકની જાણી નહીં, પણ ખરી ખુબી મા બાપની હોવી જોઇએ, કે જેઓ પોતાના વાહલાનાં ભવિષ્યનું ભલું ચાહી ખરચ અને ઇંતેજારીમાં પડે છે. તમારી જરબાનુની ચાલાકીથી હમો બહુ ખુશી છૈએ, એમ સત કરી જાણવું.

તમોએ જે સુચના કરીછે તે વાજબી છે, અને તે ઉપર બનતાં સુધી વધારે ધ્યાન આપશું જી—એટલે, હિસાબ અને અક્ષર ઉપર હમો હજી જીઆદા મેહનત લેશું. પણ એ કામ પુરતાં લક્ષ અને સંભાળનું છે. હિસાબ શિખવામાં જે છોકરી જોઇતું ધ્યાન આપેછે તે ચાલાક નિવડ્યા વના રેહતી નથી; તેમજ લખતી વેળા સંભાળ અને અને ધિરજ જે હરરોજ રાખે છે તેનું લખાણ મોતિ જેવું નિવડ્યા વના રેહતું નથી.

શેવટે એટલું જણાવી ખમત કરૂંછું કે કેળવણી જેમ નિશાળ ઉપર, તેમજ ઘર ઉપર મોટો આધાર રાખે, અને જે માબાપ પોતાના બચ્ચાંને ઘર આગળ કેળવણી આપવાને જાતે મેહનત કરે છે, તેમના બાળક નિશાળે, તેમજ નિશાળ છોડ્યા બાદ પણ કાબેલ નિવડેછે.

લા૦ તમારી દુવાગીર

**પુતલીબાઇ પેસતનજી પટેલ,**

ની દુવાબંદગી કબુલ કરજોજી.

---

## ભેટ મોકલવાની ચિઠ્ઠી.

———:o:———

મુબઇ તા૦ ૧૪ મી એપ્રિલ ૧૮૭૧.

**મેહરબાન બેહન ગુલનાર,**

આ ચિઠ્ઠી લાવનાર સંગાતે મોકલેલી નજીવી વસ્તુ તમો મેહરબાનીની રાહે કબુલ કરશો એવું માગી લૈયે છૈયે. હમારા પિતા ચીનથી લગભગ ૮ વરસ રહીને ગઇકાલના આવ્યા છે. એ ટાણે તમો બેહનને લાયકનું કંઇ ન હોવાથી હમોએ લજવાઇને તમારા પગ ભણી મુકવાને જે મોકલ્યું છે તે બાહલ રાખશો એવી ઉમેદ છે.

લા૦ તમારી દુવાગીર

**ખુરસેદ ખોદાબક્ષ.**

---

## ઊપલી ચિઠ્ઠીનો જવાબ.

———:o:———

**વાહલી બેહન ખુરશેદ,**

તમારી મોકલેલી ઉંડા ભેટ મોટાં માન સાથ માથે ચહડાવી છે, અને તે માટે તમારો ઉપકાર પણ માનીયે છીયે. તમો વારંવાર એવી ઉત્તમ સોગાતથી હમોને લજવાવ્યા કરો છો પણ હમોથી તો તમો જોગ કાંઇ બનતું નથી, અને નીચાં થઇને લેવું પડે છે. તમારા પિતાજી આવી પુગાના સમાચાર સાભળી હમો અતિ આનંદ થયાં છીયે. તેઓને તથા તમારાં માતાજીને હમારી દુવા બંદગી કહેવા ચુકશો નહીં. એજ અરજ.

લા૦ તમારી

**ગુલનાર ગોદરેજની,**

દુવા બંદગી કબુલ કરજો.

# એક ભાડુતણે ઘરધણીઆણી ઉપર મોકલેલું પત્ર.

———:o:———

**નેકનામ બાઇ મોટીબાઇ,**

તમો બાઇને રોશન છે કે આજ નજદીક વરસ ૧૦ થયાં હમો તમારાં ભાડુત છીયે, અને તેટલા અરસામાં દર માસે (અને વળી તેબી દર માસના પેહેલાંજ અઠવાડિયામાં) ભાડું ચુકતું કરવાને હમો ચુક્યાં નથી.

હાલ જણાવવાને દલગીરી ઉપજે છે કે કેટલીક ન ધારેલી અડચણો અને અણુચિતા નિકળી આવેલા ખરચને લીધે હમારો હાથ ભિડમાં હોવાથી, આ માસમાં હમોને રાબેતાથી પછાત પડવાની ફરજ પડી છે. તેથી નમંતાઇ સાથ માથે લઇયેછ કે એટલો એ માસ ઉપર કબુલ રાખશો, તો હમારી ઉપર મોટી કરમ બખશીશ કીધી એવું માનશું.

લા૦ તમારી તાબેદાર,

**ધનબાઇ ધનજીશાહ દાવર.**

———

# ઉપલાંનો ઉત્તર.

———:o:———

**બાઇ ધનબાઇ,**

હમોએ કંઇબી રીતે તમો ઉપર ભાડાં બાબે દબાણ યા તગાદો કર્યો નથી. હમારો પૂર ભરૂસો તમારી ઘાનતદારી ઉપર હોવાથી તમારી ખાહેશ મુજબ થોબવાને કંઇ અડચણ નથી, એમ જાણવું. બેલાશક તમારો હાથ ભિડમાંથી મોકળો થાય ને ચહડેલું ભાડું મોકલાવી દેજો; હાલ અડચણને લીધે તમોથી બનતું નથી તેથી તમારે કશી ચિંતા કરવી નહીં–તમારૂં નાણું તો હમારી પેટીમાં પડયું છે એમ હમો માનીયે છીયે.

લા૦ તમારી દુવાગીર,

**મોટીબાઇ જમશેદજી વાડીયા**

ની દુવા વાંચજો.

# માલ મંગાવવા વિષે.

———:o:———

મુંબઇ તા૦ ૨૫ મી એપ્રિલ ૧૮૭૧.

**મેહરબાન બેહન જાઇજી,**

જત બેહનજી તમો તરફના સમાચાર ઝાઝા દિવસ થયા હાથ લાગા નથી. કામકાજ સંબંધી ઓછામાં ઓછું એકેક કાગજ દર માસે મોકલવાને તમોએ કબુલ્યું હતું, પણ તેમ તમોએ કર્યું નથી. ગયા માસમાં હમોએ આગલો આપણો સર્વ હિસાબ ચુકતે કરી નાખ્યો હતો તે તમોને ખબર હશે. હવે આપણા હિસાબની બાકી આજ લગી કાંઇ પણ છે નહીં.

આજ રોજે નવેસરથી હમારે ખાતર થોડું બિજું કામ બજાવવાની તસદી આપી છે તે માફ કરી એટલું મંગાવેલું મોકલી દેશો તો તમારો ઉપકાર જીઆદા થશે.

બેહનજી, હમોને નીચે જણાવેલી જીનસોની જરૂર છે તે મેહનત લઇ, જોઇ તપાશી, સારી સોજી ખરીદીને મોકલી દેજોજી.

**જીનસ અથવા માલની વિગત.**

કિનખાબ—સુધ રેસમી, લાલ, સારી તરાંહનો, ગજ ૨૦ અંકે વીસ.
અલેચો— —,,—પીલો, જીની સલીનો, ગજ ૩૦ અંકે ત્રીસ.
ધાટ—સફેદ, કુમાસદાર, ૧।। ગજી પનેનો, તાકા નંગ ૫ અંકે પાંચ.
ઘી—સારૂં સોજ્જું, તાજું, મણ ૬ અંકે છ.
બરફી—તાજી મસાલાની, મણ ૧ અંકે એક.
પનીર—મલાઇનાં, મોટાં, બબે રતલી, નંગ ૧૦ અંકે દસ.
ગુલકંદ—સારો, ઉંચો, શેર ૧૫ અંકે પંદર.

ઉપલી જીનસો ખરીદવામાં તમો કિફાયત કરશો, અને સારો સોજ્જો માલ લેશો, એવી મારી પૂર આશા છે. તેઓને સારી રીતે મજબુત પેક કરાવીને રેલવેની મારફતે રવાના કરી દેજો, અને "રસીટ" તરત અત્રે બિડી દેજો; પણ કોઇ ઓળખીતું માણસ જતું હોય તેની સંગાતે મોકલાવો તો વધારે સારૂં, કારણ માલને ચુંઠવાની અથવા ચોરાવાની ધાસ્તી રેહતી નથી.

એ ખરીદી તથા ખરચ સાથનો આંકડો (અથવા જેને વેપારીઓ ભરત્યું કરી કહે છે તે) હમારી ઉપર તપાલની મારફતે રવાના કરી દેશો તો નાણું જલદી બિડી દેશું.

એના બદલામાં કાંઇ તમો જોગ કામકાજ હોય તો બેલાશક વરદી કરજો, હમો મોટી ખુશી સાથ તમારી સેવામાં તૈયાર રહેશું.

લા૦ તમારી દુવાગીર,

**મેહેરબાનુ ગુસતાસ્પ**

ની દુવા વાંચજો.

તાજે કલમ—

ઉપલો માલ પેક કરાવવામાં પુર્તિ સાવચેતી લેજો, કારણ, રેલ્વેના ગાર્ડો અથવા બિજા નોકરો માલ પસાર કરી નાખવામાં બહુ પંકાયલા કહેવાય છે. થોડા દાહડાની વાત ઉપર અમદાવાદથી આવતી એક વાણીઅણનો લાડુથી ભરેલો કરંડીઓ બાહારથી હકબંધ પેક, અને અંદરનો માલ ગેપ થયલો સાંભલવામાં આવ્યો હતો, તે સેહેજ લખી જણાઉં છું. **મે. ગુ.**

---

## ઉપલાં પત્રનો જવાબ તથા માલનું ભરત્યું.

:o:

સુરત તા૦ ૫ મી મે ૧૮૭૧.

**વાહલી બેહન જરબાનુ**

તમારૂં કૃપા ભરેલું કાગજ ગયા માસની તા૦ ૩૫ મીનું લખેલું પોંહતાને વાર તે મધે જણાવેલી ટીપ મુજબ તમારી વરદી બજાવી સર્વ માલ ખરીદ કર્યો છે તે જાણજોજી. એ માલ તમારી સલાહ મુજબ અચ્છી રીતે મજબુત પેક કરાવીને આજ રોજે બરોડા રેલવેની ઊતારૂઓની ગાડીમાં રવાના કીધોછે, તથા તેની રેલવે પોંહચ અત્રે બિડીછે, તે સંભાળીને લેજોજી. સઘળો માલ બરોબર પોંહચવે તરત જવાબ લખી મોકલજોજી.

એ માલનું ભરત્યું પણ આ કાગજની જોડે મોકલ્યું છે, જે ઉપરથી દાગીનાની સર્વે વિગત, તેમજ માલની કિંમત, તથા મોકલવાનો ખરચ, ઇત્યાદિ તમોને તરત માલમ પડશે.

લા૦ તમારી દુવાગીર.

**જાઇજી જામાસ્પજી કાપડીઆ**

ની દુવા વાંચજો.

**તા. ક-ભરત્યાં મધે હમોએ હમારી હકસાઇ લીધી નથી, પણ ફકત ધારા પ્રમાણે એ વિષે એક સતર નાખી છે તે જાણજોજી.**

**જા. જા. કા.**

# માલનું ભરત્યું.

## (એટલે દાગીના, તથા ખરીદી, તથા ખરચની વિગત.)

દાગીના નંગ ૬ અંકે છ, શ્રી સુરતથી મુંબઇ બરોડા રેલવેની મારફતે, બાઇ મેહરબાનુ ગુસ્તાપના હુકમથી અને તેમને હિસાબે તથા જરજોખમે રવાના કર્યા તેની વિગત—

| દાગીના ઉપર કરેલી નીશાંન તથા નંબર | | માલ. | કેટલો. | ભાવ. | | | નાણાં. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| મે. ગુ. | | | | રૂ | આ | પૈ | રૂ | આ | પૈ |
| " ૧ | બાકસ ૧ | રેસમી કિનખાબ લાલ. | ગજ. ૨૦ | ૬ | ૪ | ૦ | ૧૨૫ | ૦ | ૦ |
| " ૨ | " ૧ | રેસમી અલેચો પીલો. | ગજ. ૩૦ | ૫ | ૨ | ૬ | ૧૫૪ | ૧૧ | ૦ |
| | | ધાટ, સફેદ, ૧ાા ગજી પનાનો ......... | તાકા. ૫ | ૭૪ | ૩ | ૦ | ૩૭૦ | ૧૫ | ૦ |
| " ૩ | કંડીઓ ૧ | બરફી મસાલાની તાજી | મણ. ૧ | ૧૧ | ૦ | ૦ | ૧૧ | ૦ | ૦ |
| " ૪ | " ૧ | પનીર, મલાઇના રતલી બે......... | નંગ ૧૦ | ૧ | ૪ | ૦ | ૧૨ | ૮ | ૦ |
| " ૫ | બાકસ ૧ | ગુલકદના દાબડા ન૦૮. | શેર. ૧૬ | ૦ | ૧૨ | ૦ | ૧૨ | ૦ | ૦ |
| " ૧ | ધાગર ૧ | ગીઇ સોજીનું ...... | મણ. ૬ | ૧૨ | ૮ | ૦ | ૭૫ | ૦ | ૦ |
| જુમલે | દાગીના ૬ | **ખરચ.** | | | | | ૭૬૧ | ૨ | ૦ |
| | | રેલવેનું નોલ. ................ | | ૫ | ૦ | ૦ | | | |
| | | હેલ તથા મજુરી ......... | | ૧ | ૧૨ | ૦ | | | |
| | | બારદાંન તથા પેક કરામણ ... | | ૦ | ૧૦ | ૦ | | | |
| | | હકસાઇ ..................... | | ૦ | ૦ | ૦ | | | |
| | | | | | | | ૭ | ૬ | ૦ |
| | | જુમલે રૂપૈઆ. | | | | | ૭૬૪ | ૮ | ૦ |

સુરત તા૦ ૫મી
મે ૧૮૭૧

ભુલ ચુક લેવી દેવી.
લા૦ જાઇજી જામાસ્પજી.

# ઊપલાં કાગજનો જવાબ.

———:o:———

મુંબઇ તા૦ ૭ મી મે ૧૮૭૧.

જત તમારા મુબારક હાથનું કાગજ ચાલતા માસની તા૦ ૫ મી નું લખેલું તા૦ ૬ ઠીની બપોરે પુગું હતું. તે મધે બિડેલી "રેલવે રસીટ" તથા માલનું ભરત્યું સહિસલામત હાથ આવ્યું છે, અને તેથી તમારો ઉપકાર થયો છે,

ભરત્યાં પ્રમાણે દાગીના નંગ ૬ સઘળાં હકબંધ માલમ પડયા છે, અને તેઓ માંહેલો સર્વ માલ પણ પુરેપુરો અને સારી હાલતમાં મળ્યો છે, એમ જણાવવાને ખુશાલી ઉપજે છે. એ ભરત્યાંના જુમલે રૂપૈઆ ૭૬૮–૮–૦ હમો પેહલી તકે તમારી ઉપર વાલી દેશું તે જાણજોજી.

એ નાણા હાલતો તમારે હિસાબે હમોએ જમે કીધાં છે, અને તમારા હુકમથી કેટલાંક બીલો જે હમોએ તમારે હિસાબે ચુકવ્યાં છે તે તમોને ઉધાર્યા છે. એ બીલોની વિગત નીચે પ્રમાણે:—

| | | | | |
|---|---|---|---|---|
| બીલ ૧—દફતર આશકારા પ્રેસનું—તમોને સ્ત્રીબોધ ચાલતાં સાલનું જે પોહચતું કર્યે છીએ તેનું. | ર | ૩ | ૧૨ | ૦ |
| બીલ ૧—માધવદાસ તથા મેહરવાનજીની કંપનીનું—તમારી વરદી પ્રમાણે પરચુરણ કાપડ મોકલ્યું તેનું................................ | ર | ૩૧૬ | ૭ | ૧૧ |
| બીલ ૧—કેવળ ગોકળ ચાહેવાલાનું—તમોએ ચાહે, સાકર, આરોરૂટ ઇત્યાદી માલ મંગાવ્યો હતો તેનું................................ | ર | ૮૦ | ૭ | ૬ |

ઊપલાં ત્રણ બીલો તથા હિસાબનો બાકીનો આંકડો અત્રે બિડી મોકલ્યો છે તે તપાશી જોજો, તથા ભુલચુક દિસે તો ઝટ લખી જણાવજોજી. એજ અરજ.

લા૦ તમારી સદાની દુવાગીર,

**મેહરબાનુ ગુસતાસ્પ**

ની દુવા બંદગી કબુલ કરજોજી.

નંબર ૨૩૪૭

બાઇ જાઇજી જામાસ્પજી..........ઉધાર

દફતર આશકારા પ્રેસના માલેકોને

| | રૂ. આ. પૈ. |
|---|---|
| શ્રી બોધ ચોપાનીયું જે તમો ખરીદ કરો છો તેનું લવાજમ સને ૧૮૭૧ ના સાલનું ........................ | ૩ ૦ ૦ |
| ઉપલાં ચોપાનીયાં ઉપર તપાલ ખરચ ...... | ૦ ૧૨ ૦ |
| જુમલે રૂપૈઆ... | ૩ ૧૨ ૦ |

મુંબઇ તા૦ ૧ લી<br>મે ૧૮૭૧.

ભુલ ચુક લેણી દેવી

ભરી પુરી પામ્યા છે.

બેહરાંમજી ફરદુનજીની કંપની.

## નંબર ૨૦૪૦

બાઇ જાઇજી જામાસ્પજી ................ઊધાર

માધવદાસ તથા મેહરવાનજીની કંપનીને

નીચે જણાવેલો માલ તમોએ ખરીદીઓ તેની કિંમત:—

| ૧૮૭૧ | તા. | માલ. | કેટલું. | ભાવ. | નાણાં. | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | રૂ. આ. પૈ | રૂ. | આ. | પૈ. |
| જાનેવારી | ૫ | ચીનઇ તાનછોઇ બલુ તાકા નંગ ૨...... | ગજ ૪૧ | ૩ ૪ ૦ | ૧૩૩ | ૪ | ૦ |
| ફેબરવારી | ૨ | ચિનાઇ તમામ ભરેલાં જભલાં ...... | નંગ ૪ | ૧૨ ૦ ૦ | ૪૮ | ૦ | ૦ |
| ” | ૮ | ચિનાઇ ગાજની સારી પીલી ............ | નંગ ૧ | ૩૫ ૦ ૦ | ૩૫ | ૦ | ૦ |
| ” | ૯ | શાલકલાથ લાલ...... | વાર ૪૫ | ૨ ૦ ૦ | ૯૦ | ૦ | ૦ |
| મારચ | ૩ | ફલાનલ સુધ ઉનની બારીક કુમાસની ... | વાર ૧૦ | ૧ ૮ ૦ | ૧૫ | ૦ | ૦ |
| | | | | | ૩૨૧ | ૪ | ૦ |
| | | વલતર ટકો ૧॥ બાદ.. | ........ | ......... | ૪ | ૧૩ | ૧ |
| | | | | જુમલે રૂપૈ... | ૩૧૬ | ૬ | ૧૧ |

મુંબઇની તા૦ ૩ જી મે ૧૮૭૧.

ભુલ ચુક લેવી દેવી

ભરી પુરી પામ્યાછે.

માધવદાસ અને મેહરવાનજીની કંપની.



## બાઇ જાઇજી જામાસ્પજીને માલ આપ્યો તેની વીગત—

| જ | | ઊ | |
|---|---|---|---|
| ૮૦।=॥ | તા૦ ૨૦ મી એપ્રિલ ૧૮૭૧ ચુકતે પુગા છે. | ૨૩।= | તા૦ ૬ઠી મેએ ૧૮૭૧ ચાહ કાળી બાકસ ૧ તેમાં રતલ ૧૫ અંકે પંદર ૨ ૧॥— લેખે. |
| | | ૩૫।— | તા૦ ૮ મી ફેબરવારી ૧૮૭૧ ખાંડ સાકરીઆ મણ ૮॥ ૨ ૪॥= લેખે. |
| | | ૫॥=॥ | તા૦ ૧૨ મી મારચ ૧૮૭૧ આરોરૂટના ડબા નંગ ૭ અંકે સાત ০॥—॥ લેખે. |
| | | ૧૧॥— | તા૦ ૧૮ મી એપ્રિલ ૧૮૭૧ ચાહ આરંજ પિકો બાકશ ૧ તેમાં રતલ ૭ ૧॥= લેખે. |
| ૮૦।=॥ | | ૮૦।=॥ | |

કેવળ ગોકળની સહી રૂપૈઆ ઉપર લખ્યા પ્રમાણે ચુકતે પુગા છે. હા૦ પોતે.

તા૦ ૬ ઠી મે ૧૮૭૧.

## બાઇ જાઇજી જામાસ્પજીનો આંકડો—મેહરબાનુ ગુસતાસ્પની સાથના હિસાબનો

**જમે**

| ૧૮૭૧ | | | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|---|---|
| મે | ૬ | તમોએ સુરતથી જે પરચુરણ માલ મોકલ્યો તેના ભરતાં પ્રમાણે નાણા | ૭૬૮ | ૮ | ૦ |
| | | જુમલે. રૂપૈઆ... | ૭૬૮ | ૮ | ૦ |
| | | બાકી તમોને દેવા.............. ૨ | ૩૬૭ | ૧૩ | ૭ |

**ઊધાર**

| ૧૮૭૧ | | | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|---|---|
| મે | ૧ | હમોએ તમારે હિસાએ બિલો ચુકવ્યાં, તેની વિગતઃ— | | | |
| | | દફતર આશાકારા પ્રેસનું........... | ૩ | ૧૨ | ૦ |
| | ૩ | માધવદાશ તથા મેહરવાનજીની કંપનીનું બીલ પરચુરણ કાપડનું ... | ૩૧૬ | ૬ | ૧૧ |
| | ૬ | કેવળ ગોકળ ચાહેવાલાનો આંકડો ... | ૮૦ | ૭ | ૬ |
| | | બાકી દેવા ........................ | ૩૬૭ | ૧૩ | ૭ |
| | | જુમલે રૂપૈઆ... | ૭૬૮ | ૮ | ૦ |

મુંબઇ તા૦ ૭ મી મે ૧૮૭૧.

**મેહરબાનુ ગુસતાસ્પની સહી.**

# ઘર ભાડે લેવા સંબંધી.

———:o:———

મુંબઇ તા૦ ૧૫ મી મે ૧૮૭૧.

બાઇ મોટીબાઇ

જત લખવા અરજ એ છે જે તમારાં કોટેકોટનાં ઘરનો ત્રીજો માળ હમોએ ભાડે રાખવાની ધારણા રાખી હતી તે મુજબ હમોએ તે જગો બરોબર જોઇ છે, અને સેજ અડચણ શિવાય બધી રીતે હમારો સમાસ થવા લાયક માલમ પડી છે.

હવે તમો બાઇ પાસે માગી લૈએછ કે વખંત પ્રમાણે વિચાર કરી ભાડાંની રકમ ઠેરવો તો હમો આવતા માસની તા૦ ૧ લીથી તે જગો વાપરવાને શિરૂ કરીએ.

તમો સારી રીતે જાણોચ કે આ શેહરમાં એકવાર એવો પણ વખત હતો કે ગોયા પગ મુકવાનો જગ ન હતો. ગરીબો ગંધીલી જગોમાં ચંપાતા, અને શક્તિ ઊપરાંત ભાડું ભરી આબદા ભોગવતા હતા. તેમ બિજા હાથપર જેઓ પાંચ પૈસાનો તડાકો મારી મજાહ મારતા હતા તેઓ આંખ વિચિ ભાહડાંની રકમ ભરવાને જરા અચકાતા ન હતા. તે વખત એવો વહી ગયોછે કે કોઇ એક મધ્યમ સ્થીતિના કુટુંબને ભાડે જગો જોઇતી હતી ત્યારે મિત્રોની ખરખુશામત અને સગાંવાહલાંઓનો લાગવગ લગાડવો પડતો હતો, પણ એટલું કરતાંબી મનમાનતી જગો મેળવી શકાતી ન હતી. પણ હાલ તેવા વખતને વિસરી જવો જોઇએ.

તમો કહો છો તે ખરૂંજ હશે કે તમારાં ઘરના એકેક માળનું ભાડું રૂ ૧૨૫ ઉપજતું હતું; પણ હાલના વખતમાં તો રૂ ૪૦ (ચાલીસ) કરતાં વધારે પોસાય એમ હમો ધારતાં નથી, અને એજ રકમ હમો તમોને આપવાની દરખાસ્ત કર્યે છૈએ, જે મેહરબાની કરી બાહલ રાખશો એવી ઉમેદ છે.

જો ભાડાં બાબે નક્કી થાય તો આપણી વચ્ચે લખત શી રીતે થવું જોઇએ તેનો ખરડો લખી મોકલ્યો છે, તે તમોને કાંઇ પણ રીતે વાંધા વનાનો લાગશે એવી આશા છે.

લા૦ તમારી તાબેદાર,

**ભીખાઇજી ભીમજી ઉમરીગર.**

તાજે કલમ—તમારી મરજી મુદત બાંધવાની છે તો હમોએ વરસ પાંચની નાખી છે તે જાણજોજી.

**ભી. ભી. ઉ.**

# ઘર ભાડે રાખવા બાબેનું લખત.

———:o:———

બાઇ મોટીબાઇ, તે મરહુમ શેઠ નાદરશા નાનાભાઇની વિધવા; જોગ લા૦ ભીખાઇજી ભીમજી ઉમરીગર, જત હમોએ તમારાં કોટે કોટનાં નંબર ૯૦૫ વાળાં ઘરનો ત્રીજો માળ આખ્ખો ભાડે રાખ્યો છે તેની સરત નીચે પ્રમાણે:—

૧. ભાડું—દર માસે રૂ ૪૦) અંકે ચાલીસ ઠેરવ્યું છે, તે દરમાસે ચહડા ચહડી ચુકતે કર્યે. પેહલ વેહલું ભાડું તા૦ ૧ લી જુન સને ૧૮૭૧ થી લાગુ પડે.

૨. મુદત—વરસ ૫) અંકે પાંચની કરી છે. એ મુદત આગમજ હમો અગર તમારૂં ઘર ખાલી કર્યે તો બાકી રહેલી મુદતનું ભાડું હમારે ભરી આપવું સહી. અગર તેમ થાય તો હમારે બદલે કોઇ બિજું સારૂં ભાડુત હમારે હિસાબે રાખીએ તો તમારે કશો વાંધો લેવો નહીં. ઉપલી મુદત પુરી થયા આગમજ તમો પણ હમોને ખાલી કરાવી શકશો નહીં.

૩. જગાત—કંઇબી જાતનું જગાત હમારે માથે નહીં. હમો તો ઉપલી રકમ ચોખ્ખે ચોખ્ખી દર માસે આપીએ.

૪. સફાઇ—રવૈયા પ્રમાણે જેમ તમારાં બિજાં ભાડુતો ઘરની સફાઇ સંભાળવામાં ભાગ લે છે, તેમ હમારે પણ કરવું કબુલ છે, તેજ પ્રમાણે તમોએ પણ ધારા પ્રમાણે હમારી વાપરવાની જગો ઘટતી મરામતથી સારી રીતે વાપરવા જોગ હાલતમાં રાખવી. પણ અગર એમ રાખવામાં તમો ખામી કરો તો હમો પોતે જરૂરીઆત મરામત કરાવીને તેનો ખરચ ભાડાંમાંથી વસુલ કરી લૈએ સહી.

**લા૦ ભીખાઇજી ભીમજી ઉમરીગરની સહી.**

મુંબઇ તા૦ ૧૫ મી મે }
૧૮૭૧. }

# સેહલગાહ સંબંધી.

———:o:———

## માથેરાનનું બ્યાન.

મુંબઇ તા૦ ૭ મી મેએ ૧૮૭૧

**સદા માયાળુ માતા જીજુબાઇ જોગ—સુરત.**

જત હમોએ છેલ્લું કાગજ ચાલતા માસની તારીખ ૫ મીએ લખ્યું હતું, તેનો જવાબ તમોએ કૃપા કરી તારીખ ૬ ઠીને દિને મોકલ્યો હતો. તે તમારાં કાગજ મધે હમારાં કાકીમાય જોગ જે એક જુદું કાગજ બિડેલું હતું તે તેમને તમારી દુવા બંદગી સાથ પોંહચાડયું હતું. તમો ઉપર લખવાને નજદીક ૨ અઠવાડ્યાં નિકળી ગયાં તેથી દલગીર છું, પણ પેહલું અઠવાડયું તો પરિક્ષાની ગડબડમાં ગયું, અને બિજુ તો હમોએ કુટુંબ સહીત માથેરાનમાં કહાડયું. ત્યાંહથી હમો ગૈ કાલેજ આવ્યાં છૈયે. અને બનશે તો ફરી આવતો આખો મે માસ ત્યાંહજ પાછો કાહડશું. પણ વાહલી માતા, આ જગા તમે કદી જોઇ ન હશે તેથી તેની થોડીક હકિકત નીચે જણાવવા માગું છું—

માથેરાન આ શબ્દનો અર્થ ખરો માલમ પડતો નથી, પણ કોઇ એમ ધારેછે કે પહાડને માથે અથવા મથાળેનું રાણ અથવા જંગલ, એવો તેનો સાર સમજાયછે. આ ટેકડીને શોધી કાહડયાને આજે આસરે વીસ વરસ થયાંછે. તે મુંબઇથી રેલવેમાં જતાં આસરે ૫૫ મૈલ ઉપર આવેલીછે, અને જી. આઇ. પી. રેલવેના નારેલના સ્ટેશનની જોડેથી તે ટેકડી ઉપર જવાનો માર્ગછે. હમો હમારા કાકા, કાકી અને પિતરાઇઓ સુધાં ગયાં હતાં. નારેલનાં સ્ટેશન ઉપરથી જેવાં હમો ઉતર્યાં તેવાંજ ભાડુતી પાલખીઓ મધે બેશી ગયાં, અને હમારા કાકા તથા છોકરાઓ ભાડુતી ટટુઓ પર સ્વાર થૈ ચાલતા થયા. હમારો જે સામન હતો તે મજુરોને સ્વાધિન કીધો, અને તેઓ ચાલતા હમારી પાછળ આવ્યા. મુંબઇના હેલકરીની માફક આ મજુરો નથી—માથેરાંનના બજાર માસટરે જે દર ઠેરવી આપેલો હોયછે, તેજ તેઓ મુંગેમોહડે લેછે, અને ગમે તેવો માલ તેઓને સોંપી આવ્યાં હોઇયે તે તેઓ સલામત આપણા બંગલા મધે પુગાડેછે. હમારી દરેક પાલખીની સંગાત બારબાર હમાલો હતા, જેઓના ઝપાટાથી તથા હાંકતા અવાજથી જાણે બાજીરાવની એક નહાની સ્વારી ધસારાબંદ જતી હોય એવો દેખાવ

દિસતો હતો. પણ પેલાં ટટુઓની શું વાત કહું! તેઓ દેખાવમાં એવાં તો દુબળા કે મુંબઇના ગધેડાંતો જરાબી આસુદાં ગણાય. તેઓ એવા રેંઢિયાળતો ખરા, પણ સ્વારને એક્કી ટગરે ભયંકર ખોહની બાજુએથી સહિસલાંમત પહાડને મથાળે પોંહચાડેછે. ગરીબાઇ, એજ તેઓની ખુબીછે, નહીં તો મસ્તિખોર હોયતો રસ્તાની બાજુએ આવેલા ઉંડાં ગારમાં ગગડાવી દેતો કોઇની ખોટી પણ હાથમાં આવે નહીં.

માંથેરાનના ડુંગર ઉપર ચહડવાનો ૭ મૈલનો આખો રસ્તો આડો અટાડો, ઊંચો નીચો, અને સાંકળોછે. તેની એક બાજુએ ઉંચી પહાડની કિનારી, અને બીજી બાજુએ નીચા ખોહ હોયછે, જે કોઇ કોઇ ભાગમાં એટલાતો ભયંકર હોયછે કે કોઇ નબળાં મગજનું માણુસ ડોકાવીને જોય તો તેને ઝટ ચિતરી આબ્યા વગર રહે નહીં.

પણ રસ્તાની બાજુનો અને ફરતો સર્વ દેખાવ બહુ ખુશનુમાં અને મહાભારત હોય છે—જ્યાંહ જોઇએ ત્યાં ઊંચાં ઝાડો, તરેહ તરેહની વનસ્પતિ, અને ખીચોખીચ ઝાડીઓ, ઉંડા ખોહ, અને ઉંચા ડુંગરો નજર આવે છે. પણ નીચાણુની સપાટ જમીન ઉપર નજર ફીધી હોય તો આહ! શું બ્યાન કરૂં! કેહવો રળિયામનો દેખાવ! હું એક ચિતારો હોતતો કેહવો તે ચિત્રિ કાહડત! નારેલનું ગામડું તો જાણે ઝાડો વચ્ચે બાંધેલો ચલીઆંઓનો માળો!—ત્યાં વેહતી એક નહાની નદી, તેની ઉપર પડેલાં સુરજનાં ફીરણોથી એવી તો ચકચકિત બની રહેલી કે જાણે દૂરથી ફેંકી દીધેલા એક ચાંદીના પટાની મિસાલે દેખાઇ, અને ખેતરો જાણે એક ન્હાની વાડીમાં બિછાવેલા ન્હાના ન્હાના લીલા ગાલિચાના જેવાં જણાયાં.

અંતે નજદીક ૨ાા કલાકમાં હમો આ પહાડને મથાળે જઇ પોંહતાં. વાહ! શું ખુશનુમા દેખાવ! કેહવી થંડી લેહકી! કેહવો ઝાડપાનનો સ્વાસ! ખરૂં પુછો તો મને તો એવું લાગું કે આ જંજાલ ભરેલી જીંદગીનો વિસાંમો આપવા હું પૃથ્વી છોડી આકાશ મધે આવી લાગી છું. ખરેખર, મુંબઇની જમીનની સપાટીથી ૨૫૦૦ ફીટની ઉંચાઇ ઊપર હું આવી લાગી, એ વિચાર કોઇ અનજાણુને કાંઇ થોડો ધાસ્તિ ભરેલો લાગશે નહીં, પણ મને તો તેથી ઉલટુંજ લાગું.

માંથેરાનનો ચોરસ વિસ્તાર પાંચ માઇલનો ગણુવામાં આવે છે, જ્યાં સઘળી જમીન ખુદરતે ઝાડ પાન અને ફુલ ફલોથી એવી તો ભર પૂર અને મનોરંજક બનાવી દીધી છે, કે આંખા હિંદુસ્થાનમાં એવી ખુશનુમા જગો દસ પંદર શિવાય બીજી ન હશે. આ જગો વધારે

કિમતિ ગણાવાનું કારણ એ છે કે તે રેલવેની સડકની જોડે હોવાથી ત્યાં જવાનું સેહલ પડે છે. મુંબઇની ગીચ વસ્તીના ગોંગાટથી, ગાડી ઘોડાના ગગડાટથી, ગરમીના ઉકલાટથી, અથવા ધુળ અને ધુંવાળાના કંટાળાથી કાયર થયલાં ઇનસાનને આ જાણે બીજી દુન્યામાં ૩ થી ૪ કલાકમાં આવી પોંહચવાનું બની શકે છે. પણ માંથેરાંનની ચઢાણ ઉપર ગાડી ચાલી શકે તેવી ગોઠવણ હોત તો મુસાફરને એથી વધારે સેહલાઇ પડત. કેહે છે કે ઇટલી દેશમાં એવાજ ઉભા અને ઉંચા ડુંગરો ઉપર ચહડવાને સારૂ હમણાં નવી તરેહથી રેલવે બંધાઇ છે. એવી રેલવે માંથેરાનના ડુંગર ઉપર નારલ આગળથી ચહડવાને બનાવી હોય તો આ મુસાફરી વધારે સેહલી થઇ પડે તેમાં સંદેહ નહીં.

પ્યારી માતા, આ જગોને આકાશની ન્હાની દુન્યા કહીયે તો ખોટું નહીં—કારણ આકાશ મધે ઉડતા વાદળાંની ભેટ હમો વારંવાર લેતાં હતાં, અને કોઇ કોઇ વેળા બામદાદમાં બહાર ફરતાં હમો ખરેખર વાદળાં મધેથી પસાર થતાં હતાં!

માંથેરાંન મધે એક બજાર, તાર તથા પોસ્ત આફીસ, દવાખાનું, દેવળ, અને પોંહચખાનાં છે. ખાનગી બંગલાઓ અત્રે સંખ્યાબંધ છે, જેઓમાંના કેટલાકો ઘણા કિંમતિ અને ફુસાદે છે. ઘણા ખરા સર્વ બંગલાઓના અંગ્રેજીમાં મનપસંદ નામો આપેલાં હોય છે—જેવાં કે "જંગલનું ઠામ" "રાની મુકામ" "બાગે બેહસ્ત" "વસંતનો બાહર" ઇત્યાદી; તેઓ ઘણા ખરા સઘળાના છાપરાં ઘાસના બનાવેલાં હોય છે, જેથી અંદર થંડક સારી રેહ છે. નળિયાના અને લોઢાનાં છાપરાં પણ કેટલાકોને હોય છે, તેઓ ઉપર ખરચ વધારે બેસે છે.

હમો ફરવા જતી વેળા કેટલાક બંગલા જોવા ગયાં હતાં. આસપાસ લીલોત્રીથી ભરપૂર ખીન, ખોહ, અને ડુંગરા, જેઓની અંદર અથવા ઉપર રૂપેરી રંગનાં વાદળાંઓએ વાસો લીધેલો, તે જોઇ ખુદસ્તનો ખિલેલો બાહર આંખને તાહડક આપે છે, અને દિલને ગુપ્ત ખુશાલીમાં એકદમ ગરક કરે છે.

જેમ આ જગો ધંધા રોજગારના કલકળાટથી દૂર છે, તેમજ માણસની આશાએસને વાસ્તે એ જગોએ જાત જાતના પંખેરાં ઝાડો મધે બેસીને પોતાની નાજુક હલકડીના મધુર અવાજથી કાનને ખુશાલી આપે છે, અને વળી મેહનતુ મધમાખ સારો દાહડો ફુલ અને ફલ મધેથી મિઠાસ કાહડી પોતાનો મધપુરો ભરવામાં ખંતિ રહી આપણને ઉદ્યોગી થવા શિખવે છે, તથા સુંદર રંગીન પતંગિયું દરેક ફુલના ઝાડ ઉપર નાચ કરી આ ખુશનુમા દેખાવ સંપૂર્ણ કરે છે.

માથેરાનની ટેકડીના વિસ્તારનો જ્યાં કેટલેક ઠેકાણે અંત આવે છે, ત્યાંથી સાંમી બીજી ટેકડીઓનો તથા નીચાણની ખીન અથવા ખેતરોનો દેખાવ અતિ ખુશનુમા લાગે છે. એવી અંત અથવા અણીને "પાઇંટ" કરી કહે છે, અને એવી "પૅાઇંટ" ૬ થી ૮ હમોએ જોઇ છે.* તેઓ ઉપરથી ફરતો દેખાવ એટલો તો દિલપસંદ દિસે છે કે ત્યાં બેશી રહીને જોયાજ કરીયે તો ખાવાનું પણ ભુલી જઇએ. ફરવા જવાની આ જગો ગણાય છે, અને કેટલીક "પૅાઇંટ" આગળ બેસવાને બાંકો રાખેલા છે. "પાનોરામા" નામની એક પૅાઇંટ ઉપરથી હમોને નીચે નારલનું ગામડું નજર પડયું હતું, જે મેં ઉપર કહ્યું તેમ ઝાડો મધે બાંધેલા એક પક્ષિના માળા જેવું લાગું, રેલ્વેનું સ્ટેશન જાણે બચ્ચાંને રમવાનો બંગલો, અને રેલવેની સડક જાણે કૅાપી બુક ઊપર દોરેલી લીટી. તેવામાં થોડેક વારે એક "ટ્રેન" આવી લાગી, જે એક કાનકચુરાની મિસાલે ચાલીને ગેપ થઇ ગઇ. એ "પૅાઇંટ" આગળથી મુંબઇનું બારૂં પણ નજર આવે છે.

પાણીને ાટે માથરાનમાં એક બંડ અથવા દેવાલ બાંધીને વેહતું પાણી અટકાવી રાખવાનો તલાવ કીધેલો છે, જેની આસપાસની જગોમાં ચીના માલીઓ ભાજીપાલો અને તરકારી ઉગારે છે. હમો તો વારંવાર હમારી મરજીમાં આવે તેવી તાજી તોડાવીને લઇ આવતાં હતાં.

માથેરાનમાં વરસમાં ૮ માસ સુધી વસ્તી રહે છે, તેમાં ગરમીના માસમાં તો મોજ કરવા આવનાર લોકોથી તે ખિચોખિચ ભરાઇ જાયછે; પણ ચોમાસામાં બંગલાઓમાં માળી અથવા રખેવાલોજ ભરાઇ બેસે છે, બીજા કોઇ રહેતા નથી. એ પ્રમાણે જ્યારે સર્વે જણ આ સિતળ ટેકડી છોડી જાય છે ત્યારે ખુદરતના રાક્ષસો ત્યાં ધામો નાખી ચોમાશું કાહડે છે. આ રાક્ષસો તોફાન, વિજળી, વંટોળિયો અને ગગડાત છે, જેઓ પૂર જોસમાં પોતાનું ઝનુન કાહડી ત્યાં ગબરડી રમે છે; અને તેઓનો મસ્તાન સરદાર "મેઘરાજા" પોતાના ઝાપટાંઓના ઝપાટા આ ટેકડી ઉપર લગાવી ધુમ મચાવી મુકે છે. જ્યારે મુંબઇમાં આસરે ૮૦ ઇંચ વરસાદ પડે છે ત્યારે તે બહુ થઇ ગયો એમ માની કંટાળિએ છીયે, પણ માથેરાનમાં ૩૦૦ ઈંચિથી વધારે પાણી પડેછે, અને તે સબબથી હવા અતિ સરદ બનેછે, તથા રસ્તા ઉપર રેલ આવેછે. પણ આ ટેકડીની ખુબી કડકડતી ગરમીમાં સાબેત થાયછે. ઊંચી જગો હંમેશ સાફ હવા અને તાહડક રાખેછે,

---

* જેવી કે પાનોરામા, પૅારકયુપાઇન, લુઇસા, એકો, લાંડસ્કેપ, ચૅાક, ગારબટ, ઇત્યાદિ.

તેથી તંદરોસ્તી સુધારવાને, તેમજ મનને મજાહ તથા આશાયસ આપવાને આ જગો અમૂલ્ય કેહવાય છે.

ખરૂં પુછોતો મનેતો ત્યાંહથી પાછું આવવા પણ ગમ્યું નહીં. હું મનમાં ઇચ્છવા લાગી કે આ એકાંત જગોમાં અને રળિયાત દેખાવ મધે સદા મારૂં દામ હોયતો કેહવું સારૂં! ઓ ઇશ્વર હું એક પક્ષિ હોતતો હરરોજ આ દિલપસંદ દેખાવની ભેટ લીધા વના રેહત નહીં.

કેહછે કે માથેરાન કરતાં પણ વધારે ખુશનુમા ટેકડી મામલેશ્વરની છે, તે હમોએ જોઇ નથી, પણ ખોદાનું ચાહવું હશેતો ત્યાંહ આવતી મોસમમાં લટાર મારી આવશું. વાહલી માતાજી તમો તે વેળા હમારી સાથ આવોતો કેહવું સારૂં!

માતાજી, મારી તંદરોસ્તીમાં વધારે સુધારો થયોછે, માટે મારા વિષે કશી ચિંતા કરવી નહીં. એજ વિનંતિ.

લા૦ તમારી સદાની તાબેદાર બેટી
**પીરોજબાઇ પેસતનજી**
ની દુવા બંદગી કબુલ કરજોજી.

---

# કરાફર્ડ માર્કેટનું બ્યાન.

—:o:—

મુંબઇ તા૦ ૮ મી મે ૧૮૭૧

**વાહલી બેહન ગુલ**

અજબ બેહન તમોને મુંબઇ વના ચેન પડેછે! તમારાં નેક કદમ અત્રેથી કરાંચી રવાના થયાં તેને આજ નજદીક વરસ આઠ થયાં હશે. એટલા અરસામાં તમો એકવાર પણ અત્રે બે દાહડા આવી ગયાં નથી. એમ જોઇ હમોને ભારે અચરતિ ઉપજેછે. અજબ તમોને મુંબઇ શિવાય સોવાઇ જાયછે! અજબ તમોને કર પડેછે! હમારૂં તો એવું મત્તછે કે હિંદુસ્થાન માહેલાં ગમે તેવાં ગામમાં જઇ વશો, ચાહો તેવી જગોમાં સેહલ કરો, પણ મુંબઇ શેહર તે સર્વને શેવટ વિસરાવી દેશે. આ વિચાર જાતી અનુભવ ઉપરથી ઉપ્તન્ન થયોછે. હમો પણ કેટલીકવાર પરગામ સેહલ કરી આવ્યાં છૈયે, જ્યાંહ ઘડીભર ચેન પડે, પણ જાજા દિવસ નિકળિ ગયાતો અકારૂં થૈ પડે, અને વાહલી મુંબઇ છા-

તિએ ચહડી આવે, અને અંતે મુંબઇ નગરીમાં પાછા પગ મુકીએ ત્યારે જીવ નચિંત થાય.

ત્યારે, બેહન, તમો મુંબઇ એકદમ છોડી બેઠાં, તે માહેલાં સગાંવાહલાંને તજી દીધાં, મિત્રોને ભુલી ગયાં, અને કરાંચી સરખાં નહાના શેહરમાંથી જરા ખસતાં પણ નથી, એ બિના હમારાં દિલમાં ઓચંબો ઉપજાવેછે.

બેહન, હાલ મુંબઇમાં તમારા સિધારયા બાદ કેટલો ફેરફાર અને સુધારો થૈ ગયો છે, તેનું બ્યાન કરૂંતો એક બે પત્ર નહીં, પણ આખી પોથિ ભરાઇ જાય. ફક્ત અત્રે નવી બંધાયલી બજારનું આજ રોજે એક ટુંક બ્યાન કરી મોકલુંતો તમો વાંચી ખુશી થયા વના રેહનાર નથી.

શિરૂ કરતી વેળા પેહલાંતો મારે એટલુંજ કેહવું જોઇએ કે આખાં હિંદુસ્થાનમાં મુંબઇના સરખું બજાર અથવા માર્કેટ કેહે ન હશે. આ માર્કેટ મુંબઇના શેહરની સુધરાઇ ખાતાના વડા અમલદાર મિસ્ટર આર્થર ક્રૉફર્ડની આગેવાનીથી બંધાઇ છે, અને તે સબબથી તેનું નામ "આર્થર ક્રૉફર્ડ માર્કેટ" કરી રાખ્યુંછે. આજલગી મુબંઇ મધે જે કાંઇ બજારો હતી તે દેખાવમાં કંગાલ, વગમાં કોતા, વપરાસમાં ગલીચ, અને એવીતો બદબોથી ભરેલી કે વારંવાર નાકે ડુચા માર્યા વગર તે મધે ફરાય નહીં. એવી દુર્ગંધી બજારમાં પુરૂષ જોવાને જતાં કંટાળો ઉપજે, ત્યારે આબરૂદાર અબલા કોણ અંદર જવાને ખુશી થાય? એવી કંગાલ બજારોથી ખરેખર મુંબઇ સરખાં જાહોજલાલીવાળાં શેહરને કપાળે કાલી ટીલી લાગેલી હતી, જે પેલા ધુંધી અમલદારે સફા કીધી છે, અને ઠારેઠાર નવી નવી કુસાદે બજારો બંધાવી છે, જેઓમાં ઉપલી મેદાનને નાકેની "ક્રૉફર્ડ માર્કેટ" સરદારી ભોગવેછે. આ બજાર ઊપર નજદીક રૂ ૧૧,૦૦,૦૦૦ (અગીઆર લાખ!) લાગા છે, અને ઘણાકો કેહછે કે આ મહાભારત રકમ પાણીમાં ગૈછે. ખરેખરૂં એમછે કે જે કામ પાંચ છ લાખમાં થવું જોઇએ તેમાં અગીઆર લાખના ખરચનો આંકડો મુંબઇની વસ્તીને માથે ઘણો બોજ સરખો થયોછે.

આ માર્કેટ જુદા જુદા ચાર ભાગમાં વેંહચાયલીછે—જે માહેલા આગલા અને સર્વેથી મોટા ભાગમાં ફુલ, ફલ, તરકારી, સુકો મેવો, ચાહે, સાકર, પાંઉ બિસકિટ અને જાત જાતની વેલાતિ ખોરાકી ભરચકર વેચાયછે. પાછળના એક જુદા ભાગમાં બકરાનું માંસ અને મચ્છી વેચાયછે. તેની બાજુના એક ત્રીજા ભાગમાં મોટું માંસ વેચવાનું

મથક કીધુંછે. અને ચોથા ભાગમાં ખોરાકીમાં આવતાં પીછાંવાળાં જ-નાવરો વેચાયછે. એ પ્રમાણે જુદી જુદી જીનસો જુદા જુદા ભાગમાં વેચાતી કીધાથી ડહાપણ કીધું છે, કારણ તેથી કોઇને પોતાના ધર્મની છીત રેહતી નથી.

આ બજાર અતિ સુંદર, બહુ મજબુત, અને રોનકદાર બાંધેલીછે. તેની તમામ બાંધણી પથ્થર અને લોખંડની છે. જમીન ઉપર સફાઇ-દાર કાળા પથ્થર જડેલાછે, અને ગંજાવર લોખંડના છાપરાં બુલંદ લોખંડના થાંભા ઉપર રહેલાં છે. આગલા ભાગની વચ્ચેથી એક સુંદર મિનારો બાંધેલોછે, જેની ઉંચાઇ નજદીક ૧૦૦ ફીટનીછે, આ મિનારા ઉપર ચાર તક્તિવાળું મોટું ઘડિયાલ ગોઠવેલું છે, જેમાં એવી ગોઠવણ કીધેલીછે કે તેની અંદર ચેરાગ રાખ્યાથી અંધારી રાતના કોઇબી વખતે કેટલા વાગા તે ખુલ્લી રીતે દેખાયછે. રાતના આ ઘડિયાલની તક્તિ તે મધેની રોશનીના સબબથી દૂરથી ઉગતા ચંદ્રની મિસાલે માલમ પડેછે.

વળી આ મિનારા તરફ બે મજલા અથવા માળ કીધેલા છે, જે મધેના પેહલા માળ ઉપર ગ્રહસ્થો તથા સ્ત્રીઓને માટે બે ઘડી આશાયસ લેવાનું, વર્તમાન પત્ર વાંચવાનું અથવા લખવાનું એક મોટું દિવાનખાનુ બનાવેલુંછે; અને તેમજ ત્યાંહ એક જુદું દિવાનખાનુ બનાવેલુંછે, જ્યાંહ જમીન ઉપર ગાલીચા પાંથરી તે ઉપર દેશી રવૈયા પ્રમાણે સુંદર ગાદી તકયાવાલી સંખ્યાબંધ બેઠક અથવા પેહ ડી બનાવેલીછે. બિજા મજલા ઉપર બજાર માસ્ટરને રેહ વાનું મકાન કરી આપ્યુંછે આ અમલદાર બજારની સફાઇ સાચવેછે, બાગની તકેદારી કરેછે, તથા ખોરાકીમાં આવતી જીનસો તંદરોસ્તીનો બિગાડ કરનારી ન હોય તે વિષે સંભાળ રાખેછે.

વળી આ બજારના વચલા ખાલી ભાગમાં એક સુંદર બાગ બનાવેલોછે, જે મધે તરેહતરેહના ખુશનુમા ઝાડ પાન તથા વેલા બિરાજી નિકળેછે. અત્રે ગોઠવેલા સુંદર લોખંડના બાંક ઊપર આશાયસ લૈ, અને લિલોત્રી ભરેલા ક્યારાઓમાં મોર તથા સાબરને ફરતાં, ચરતાં, અને કરતાં જોઇ, દિલમાં કેટલી ખુશાલી ઊપજેછે તે તમો ઝટ વિ-ચારી શકશો. એ ઊપરાંત બાગમાં સફેદ પથ્થરનો એક સુંદર ફુંઆરો બાંધેલોછે, જે જાનવરોના મૂખમાંથી પોતાની બિલોરી ધાર નીચેની હોજમાં ધિમે અવાજે નામી સર્વે જોનારની આંખોને તાહડક પાડેછે. તે અવાજ ગોયા હળુસેથી આપણુને એમ સમજાવેછે કે "બાઇઓ આ ઠેકાણે તમો પોતે બજાર કરવા આવવાને જરા પણ આચકો ખાશો નહી.'

અત્રે યુરોપીઅન ઓઓ પોતાના ભરથારોની સાથ બજાર કરવા આવતી વારંવાર દેખાયછે. હમો પોતે પણ હમારા ભરથાર સંગ તેહવારને દિવસે અથવા ફુરસતને વખતે બજાર કરવા જૈયે છૈયે, અને મન માંગતી જીનસો ખરીદ કરી લાવ્યે છૈયે.

આ બજારના બોહળા વિસ્તાર વિષે કાંઇક વિચાર તે મધે બનાવેલી લાંકડાંની બેઠકો અથવા દુકાનોની સંખ્યા ઉપરથી પણ આવી શકશે. તે મધે આગલી તરફના મોટા ભાગમાં સઘળી મળી ૭૦૦ દુકાનો છે, જે મોલીમ પાડેલાં મજબુત પાટીયાંની બનાવેલીછે, અને તે મધેનો માલ ભરવાને માટે તળીઓનો પોકળ ભાગ નાની વખાર તરીકે કામ આવેછે, જેનાં દલદાર પાલખીરોકાં બારણા બનાવેલાંછે. રાતના આ દુકાનો ઉપર કાંઇ કંગાલ દેખાવનાં કોડીઆનાં દીવા સળગાવવામાં આવતા નથી, પણ સાંફના મોહમાંથી લટકતાં સુંદર ગોળ ફાનસો મધે "ગ્યાસ લાઇટ" સળગાવવામાં આવેછે, જેથી આખું બજાર જાણે દિવાળીના દીવાની લંગારથી દીપી રહેછે.

બજારના આગલા મોટા દરવાજા તરફ કિમતી રંગબેરંગી સંગેમરમરના ગોળ થાંભા ઊપર સફેદ સંગેમરમરની લાદીઓ ચહડાવેલી છે, જે મધે ઉત્તમ કોતરકામનાં ચિત્રો પાડેલાંછે. આ ચિત્રો સર જમશેદજી જીજીભાઇવાળી હુન્નરશાળામાં બનાવવામાં આવ્યાંછે, જેની કારીગરી ઉપર કોઇ પણ આફરીન કીધા વના રેહતું નથી.

કૅાફર્ડ માર્કેટનું આ નહાનું બ્યાન તમને તે વિષે કાંઇ પણ વિચાર ઉપન્ન કરશે એવી ઉમેદછે. પરવાર મળવે વળી બીજી કોઇ વાંચવા જોગ બાબદનું વર્ણન લખી મોકલશું તે જાણજોજી.

લા૦ તમારી દુવાગીર બેહન,

**કુવરબાઇ કેરશાસ્પજી**

ની દુવા કબુલ કરજોજી.

---

# પરચુરણ બાબદો સંબંધી.

—————:o:—————

## શેર-સટ્ટાના દિવાના વખત વિષે.

કરાંચી તા૦ ૧૫ મી મે ૧૮૭૧.

**વાહાલી બેહન કુંવરબાઇ**

જત તમારા મુબારક હાથનું ચાલતા માસની તા૦ ૮ મીનું લખેલું કાગજ તા૦ ૧૨ મીને દિને પોંહતું હતું તે વાંચી સર્વ બિના જાણીછે, અને એ કાગજ વિષે તમારો ઉપકાર માનુછું.'

બેહન, તમો મજબુત ભલામણ કરી હમોને મુંબઇ તેડોછો, તેથી તમારૂં હેત હમો ઉપર કેટલુંછે તે સાબેત થાયછે, અને તેથી તમારો આભાર માનીયે છૈયે, પણ તમારૂં શેહર તમોનેજ મુબારક.

આ શેહર જોકે નહાનુ અને ગરિબડું તોબી સુકાળ છે. જેમાં લાંબા દહાડાની ઓળખાણ પિછાનથી અચ્છી રીતે હમોને સોહવાઇ ગયુંછે. અત્રેની આબોહવા ઘણુંકરી નિરોગી રહેછે, જેથી તંદરોસ્તીમાં તમારાં ગીચ વસ્તીવાળાં શેહરની માફક બિગાડો થવાની ધાસ્તી રેહતી નથી.

મુંબઇ આવવા વિષે કોઇ કોઇવાર હમારાં મનને મોટો હાંફરો થાયછે, ત્યારે મુંબઇના વર્તમાનપત્રો વાંચી, ત્યાંહ ગયા દાખલ ગણી, મનને સંતોષ આપ્યે છૈયે.

બેહન, સારૂ થયુંકે તમારાં શેહરમાં જ્યારે પૈસાની રેલ અને તેજીનું તોફાન ચાલતું હતું, ત્યારે હમો અથવા હમારા ભરથાર હાજર ન હતાં, નહીંતો આજે નિરાંત બેસી તમારાં શેહરની મુર્ખાઇ ઉપર દૂરથી હસી શકતે નહીં.

અરે તે મુર્ખાઇના વખત વિષેતો હમારાં ઘડાં મોટાંમાય પણ જારજાર રડેછે—આજવેર તેમની આંખમાંથી આંશુ ક્યાંહ સુકાયાંછ! આ મારા બોલ કદાચ તમોને અચરતીમાં નાખશે.

ખુલ્લી રીતે બોલતાં એક હાથપર હસવું પણ આવેછે. તમને યાદ હશે કે હમારા મરનાર મમાવા અસલ ઝોલવારની ગલીમાં રેહતા હતા; તેઓ સ્વર્ગવાસિ થયા ત્યારે રૂ૫૦૦૦ ની રકમ મુકી ગયા હતા. જેમાંથી ઊભાં વરસની ક્રિયા કરતાં રૂ૩૦૦૦ બાકી રહ્યા હતા. હમારા મામા શેરનો ધંધો ધમધોકાર કરતા હતા. તેમને રોજ ખીસાં ભરી

લાવતાં જોઇ મોટાંમાય લલચાયા! એકવાર મામાની સલાહ પુછતાં તેઓએ છાતિ ઠોકી કહ્યું કે ૨૩૦૦૦ ની રકમને બેવડી થતાં કેટલો વાર! પાનને ચુનો લગાડીએ તેટલો. આ શબ્દોથી દોસાંજીએ ઉલટ ભર્યા ઉઠીને પોતાની પાસે તીજોરીમાં જે સરકારી "લોન" હતી તે કાહાડીને ખપાવી નાખવા મોકલી, અને તે નાણાના શેર લે વકોરામાં મુક્યા. પછી લાંબો વાર ગયો નહીં તેટલામાં તો તેઓ કોડીની કિંમતના થૈ ગયા, અને હજી વકોરામાં ઉદૈને હસ્તક છે. હવે થયું તે થયું, એટલા જાણે હતાજ નહીં, એમ માની બેઠાંને જાજોવાર ગયો નહીં તેટલામાં "નોટીસ" આવી કે ખોટમાં ભરવાને "કૉલ" આપો. ડોસાંજીતો બિચારાં માથું કુટવા લાગાં, પણ મામાએ કહ્યું કે આપ્યા વગર ચાલશે નહીં, નહીંતો ફર્યાદિ થશે. તેથી મોહત–લાકડાના ૨૧૦૦૦ ની મોટામાયની સોનાની બાંગડી હતી તે ખપાવીને કૉલ ભરવો પડયો! આ બિના સાંભળી હમોને અતિ ખેદ ઉપન્ન થયો હતો; ત્યારે દોસાંજીની દલગિરીનો વિચાર થૈ શકતો નથી.

વાસ્તે "ડુંગર દૂરથી રળિઆમણો" ગણી, તમારાં માતબર શેહરથી દૂર રહી, હમારાં ગરીબડાં ગામને વળગી રેહવું વધારે પસંદ કર્યે છૈયે.

ઉમેદછે કે તમારા વિચાર આ બાબે જણાવવાની તસદી લેશો.

લા૦ તમારી સદા હેતવંતી બેહન.

ગુલજાર

ની દુવા કબુલ કરજોજી.

---

## શેર સટ્ટાનાના દિવાના વખત વિષે બીજું પત્ર.

:o:

મુંબઇ તા૦ ૨૧ મી મેએ ૧૮૭૧.

**વાહલી બેહન ગુલ,**

ચાલતા માસની તા૦ ૧૫ મીનું લખેલું તમારૂં કાગજ ગઇ રાતે પોંહતું હતું, જે વાંચ્યાથી દલગીરી સાથ દયા ઉપન્ન થઇ કે તોબી તમોએ જે દુ:ખદાયક દાખલો ટાંકી બતાવ્યો છે તેવા, તથા તેથી વધારે ખેદકારક અગણિત દાખલા જે અત્રે હમે નજરે જોયા છે તેઓનું બ્યાન કરૂં તો માથાંના બાલ ઉભા થયા વના રેહે નહીં: પણ તેમ કરવાને ફુરસંદ મળવી જોઇએ.

મુંબઇમાં એકવાર એક જાતનો રોગ ફેલાયો હતો, જેનું નામ "ધનરોગ" અથવા શેર–સટ્ટો હતું. તેની અસરથી ઘણાંખરાં સર્વના ચિત ચરી ગયાં હતાં, ચશમ ફરી ગયાં હતાં, અને ધાનત બુરી બની હતી—"લુટવું ને ધુતવું" એ તેઓ સર્વની મુખ્ય નેમ હતી. તેની અસરથી તેઓની નજરમાં મટોડાનો એક ટેકડો સોનાનો ગંજ લાગતો અરે! જે કંગાલો એકવાર છાપરૂં ચરાવવાને અશકત હતા, તેઓ સોનાના નળિયાં ચહડાવવા મંડી ગયા હતા; જેઓ રૂપીઆનો ખુર્દો ગણવાને ગાવદી હતા, તેઓ લાખે લેખાં કરતા દિસ્યા હતા; જેઓના પગમાં આખા જોડાના વાખા હતા, તેઓ સફેદ-જોડીમાં ફૈટન ફેંકવા લાગા હતા; જેઓને હાલ્લામાં ઓરવાના સાંસા હતા, તેઓ રોજ વાડી અને પોંહચખાને પોંહચતા હતા; જેઓને બાંધી મારે તો ખીસામાથી ખોટી અરધી નિકળતી ન હતી, તેઓ નોટના પડીકાં લઇ ફરતા હતા; જેઓ ગંદીલી ઓરડીમાં ગગડતા હતા, તેઓ હાથમાં રોકડ લઇ વાડી બંગલા ખરીદવા રોજ ફરતા હતા; જેઓ બરોબર ધંધો કારી જાણુતા ન હતા, તેઓ એકદમ ઓહ્દેદાર થઇ બેઠા હતા; ટુંકમાં કહ્યે તો સર્વે કોઇ સોદાગર, નાણાવટી, અને શેઠ સાહુકારમાં ખપવા લાગા હતા; પણ તે સઘળું ખરી દોલત વનાતું હતું, તેથી થોડા વખતમાં પર્પોટો ફુટો, અને સઘળું ગુમ થઇ ગયું!

બેહન, જ્યારે એવો વખત હતો, અને જ્યારે હમારાં મોટાં માય કહેછે તેમ "સોનું રૂપું નાચી રહ્યું હતું" ત્યારે મોઘવારી તો પુછ-વીજ નહીં; એવા વખતમાં જીંદગીની જરૂર્યાત જીનસો બેવડે અને તેવડે ભાવે વેચાતી હતી, અને એવા આકળા વખતનો બોજ કોઇ ઉપર નહીં, પણ પસિનો ઉતારી રોટલા રળનારાઓ ઉપર જબરો પડતો હતો. એવા વખતને જ્યારે ગરીબો દુકાળ્યો વખત કરી કેહતા હતા, ત્યારે હરામખાઉ મોજીલાઓ તેને સુકાળનો સોનેરી વખત ગણુતા હતા.

એવા વખતનો ભોગ હમારા કાકા કેકોબાદજી થઇ પડયા છે. તેઓ સરકારી નોકરીમાં રૂ ૨૫૦ ના મુસારાવાળા આબરૂદાર ઓહ્દા ઉપર હતા; તે નજદીક ૧૭ વરસની નોકરી ઉપર એકદમ લાત મારી એકદમ પર્પોટા કંપનીના મેનેજર થયા હતા. ત્યાં રૂ ૭૦૦ નો પગાર માસ ૧૩ સુધી ભોગવ્યો એટલામાં તે કરકટી કંપનીનો પાયો ધસી ગયો, અને આજ સુધી બેરોજગાર બેઠા છે, કારણુ, આગલી સરકારી નોકરી કાંઇ પાછી મળી શકતી નથી, અને તેમને લાયકની બીજી નવી નોકરી જડતી નથી.

એવા વખતમાં વળી તેમની પાસે જે કાંઇ શેરો હશે તેઓ ઉપર "કૉલ" ભરવાનું દબાણુ ચોતરફથી ચાલેછે, ત્યારે તેઓની હાલત ઉપર ખોદા શિવાય દયા કોણુ આણે!

પણ આ સટ્ટાનો પવન જેમ પોતાની માઠી, તેમ એક સારી પણ અસર રાખી ગયોછે. જેમ પૈસો ખૂબ વધી ગયાથી લોક કુસાદે જગો અને બોહળાં મકાનો વાપરતાં ગયાં, તેમ જગોની તાણ વધતી ગઇ, તેથી સેવટે માતબરોએ સરકારને અરજી કરીને મુંબઇના કોટની આસપાસ અસલ પોર્ટુગીઝ સરકારે બાંધેલી ફરતી મજબુત દેવાલ હતી તે ભાંગી નખાવી, તથા તેની જોડેની ચર પુરી નખાવી, પછી તેમાંથી નિકળેલી જગો ઉપર હાલ એવીતો રોણકદાર ઇમારતો બંધાઇ ગઇછે કે તે દરેકને એકેક મેહલ કરી કહેતો ખોટું કેહવાય નહીં.

કોઇ કોઇ વાર મજાકમાં કેહવાતું હતું કે અગરજો અંગ્રેજો આ દેશ છોડી જાયતો તેઓની પાછળ ફક્ત ખાલી બાટલીઓ રહી જાય! પણ મુંબઇ મધે હાલ નવી બંધાયલી સરકારી તથા ખાનગી બુલંદ બાંધણીની ઇમારતો ઉપલા ટિકા રદ કરેછે. આ ઇમારતો એવી તો છોકદાર, એવીતો ગંજાવર, એવીતો વિચિત્ર, અને સુખ, શોભા, તથા સગવરથી સંપૂર્ણ બનીછે, કે તેઓ યુરોપીઅન હુન્નર, અને અંગ્રેજી કળા, તથા કારીગરની કાયમ ઇધાની બતાવી આપેછે.

લા૦ તમારી દુવાગીર

કુંવરબાઇ કેરશાસ્પજી

---

## એક માતાએ નહાની દિકરીનું મોટી દિકરી ઉપર મોકલેલું કાગજ.

———:o:———

સુરત તા૦ ૨૨ મી મે ૧૮૭૧

**વાહલી દિકરી પીરોજબાઇ.**

આજ જાજા દિવસ થયા તમારી તરફના રૂડા સમાચાર સાંભળ્યા નથી તેથી હમારા ડોળા તણાઇ રહ્યાછે. ગઇ પરિક્ષામાં તમોને ઇનામ મળ્યું હતું કે નહીં તે વિષે પણ તમે હજી હમોને જણાવ્યું નથી.

હું ઇચ્છું છું કે તમારી માફક તમારી નાની બેહન પણ કાબેલ નિવડે. તેણીએ નિશાળે જવા માડયું છે, પણ રમતયાળ જાજી જણાયછે. આજ રોજે તેણીએ તમારી ઉપર (પાછળ જોડેલી) એક ચિઠ્ઠી લખવાની હિંમત કરીછે, તે મધે શબ્દોની જોડણીમાં તથા બીજી રીતે ઘણીક ભુલચુક કીધી હશે, જે મેહરબાની કરી સુધારજો, અને એજ ચિઠ્ઠી સુધારીને અત્રે પાછી રવાના કરવાની તસદિ લેજોજી.

લા૦ તમારી વાહલી માતા

**જીલુબાઇની દુવા કબુલ કરજો.**

## એક નહાની બેહને મોટી બેહન ઉપર લખેલું કાગજ.

—————:o:—————

### જેની જોડણી ઘણી અશુદ્ધ છે તથા જેમાં વિરામ ચિન્હો મુક્યા નથી.

સુરત તા૦ ૨૨ મી મેએ ૧૮૭૧.

**માહરી પીયારી બેહેન,**

અમોને તો બરાબર લખતાં આવરતું નઠી માતે ભુળચુક પરેતો માપ કરવી આજે નજદીક દોર વરસ થયાં અમો અતરેનો નીસાલે જઇએચ તાં વરગમાં ચોહી જગો રાખીએચ પણ તમો જેવાં ઉસીઆર બેહેનથી અમોને વારંવાર ઢરો મલતો હોએતો અમોને ગનો ફાએદો આંસલ થાએ ને અમો તમારી માફક ઉસીઆર ગનાઇ ઘણામ મેલવીએ હાલતો બીજી ચોપરી પુરી કીધી ને તરીજી ચોપરી થોરા દાદામાં સરૂ કરસું તે જાનજોજી પણ બેહેન તમારી પાશે એ ચોપરીના અરથ હોએ તો મોકલસો તો તમારી મોટી મેરબાની થાસે.

અમો તઠા માતાજી શારી પેથેછે કસી ફીકર ચીનતા કરસો નઇ ને તમારી તંનદરોશતીના રૂદા શમાચાર મોકલતાં રેહેજોજી કાગલ પતર લખતાં રેહેજો જી ને અમો પણ ગરીગરી લખસું એજ વીનનતી.

લા૦ તમારી વાલી બેહેન

**આલીબાઇની દુવા કબુલ કરજોજી.**

**તાજે કલમ**—આએ કાગલમાં ભુલચુક પદેલી ઓએ તો શુધારીને લખી મોકલવાની તસદી લેસો તો તમારો ઉપકાર જાદા થસેજી.

---

## જોડણીની ચુક સુધારીને, તથા વિરામ ચિન્હો મુકીને પાછું મોકલેલું કાગજ.

—————:o:—————

મુંબઇ તા૦ ૨૩ મી મેએ ૧૮૭૧.

**વાહલી બેહન આલીબાઇ,**

જત તમારા હાથનું તા૦ ૨૨ મીનું લખેલું કાગજ પુગ્યુંછે, જે વાંચીને હમો ખુશી થયાં છૈયે. તમો વારંવાર લખવાને યત્ન કરશો તો બેશક એબારત તથા જોડણીમાં સુધારો કરતાં જશો, પણ બેહન, હાલતો ઉપલાં તમારાં કાગજમાં તમોએ જોડણી બહુજ અશુદ્ધ લખીછે, માટે તમારી ખાહેશ મુજબ તે કાગજ ભુલ સુધારીને નીચે પ્રમાણે પાછું લખી મોકલ્યુંછે:—

"મારી પ્યારી બેહન,

"હમોને તો બરોબર લખતાં આવડતું નથી, માટે ભુલચુક પડેતો માફ્ કરવી. આજ નજદીક દોહડ વરસ થયાં હમો અત્રેની નિશાળે જૈયે છૈયે; ત્યાં વર્ગમાં ચોથી જગો રાખીએ છૈયે, પણ તમો જેવાં હુસ્યાર બેહનથી હમોને વારંવાર ધડો મળતો હોયતો હમોને ઘણો ફ્રાયદો હાંસળ થાય, ને હમો તમારી માફ્રક હુસ્યાર ગણાઇ ઇનામ મેળવ્યે. હાલતો બીજી ચોપડી પુરી કીધીછે, ને ત્રીજી ચોપડી થોડા દહાડામાં સરૂ કરશું તે જાણજોજી. પણ બેહન, તમારી પાસે એ ચોપડીના અર્થ હોય તો મોકલશો તો તમારી મોટી મેહરબાની થશે.

હમો તથા માતાજી સારી પેઠે છૈયે, કશી ફ્રિકર ચિંતા કરશો નહીં, ને તમારી તંદરોસ્તીના રૂડા સમાચાર મોકલતાં રેહજોજી. કાગળ-પત્ર લખતાં રેહજોજી—હમો પણ ઘડી ઘડી લખશું. એજ વિનંતિ"

"લા० તમારી વાહલી બેહન,"

"આલીબાઇની દુવા કબુલ કરજોજી."

ઉપલાં ઉપરથી સાબેત થશે કે તમારાં કાગજની જોડણી કેટલી અશુદ્ધ હતી, પણ ઉમેદ છે કે તમો હવે ધ્યાનથી લખી એટલી ચુક ફ્રરી કરશો નહીં; તથા વિરામ ચિન્હો મુકવાને ચુકશો નહીં.

વારૂં ઉપલું તો તમારૂં લખાણ હમે સુધારી મોકલ્યું, પણ નીચે લખેલી વાર્તા મધે જાણી જોઇ ખોટી જોડણી હમો લખી મોકલીએ છૈયે, તે સુધારીને મોકલવાની, તથા વિરામ ચિન્હો ગોઠવવાની કોશેશ કરશો એવી ઉમેદ છે.

સ્વીડન દેસ મધે એક ગરહસથે શરકારી નોકરીમાં કાંઇક ગફ્રલતઠી એક અપરાધ કીધો હતો જેથી તેહને જાણથી બે જાણ કરવાનો હુકમ મલીઓ હતો આ ગરહસથના છોકરાને જેવું માલમ પડીઉ કે તેહેના બાપને મારી નાખવાનો હુકમ થાએઓ છે તેવોજ નીઆઆધીસની અજાુર દોરી આવી ગુટન મરીએ બેસી હાથ જોરી માગી લીધું કે મહને માહરા બાપને ઠેકાણે મરવા દેઓ—જે માનવનત પીતાએ મહને જીવતર આપીઉ તે મારીઓ જાએ અને હું તેહની પાછલ જીવું એ માહરાથી બને નહીં. તે નીઆઆધીશને દીલમાં દઆ ઉપજી ખરી પણ એવું ધારવા લાગો કે આ છોકડાનું બોલવું શંગલું બારથીજ હશે, ખરાં દીલથી એ કાંઇ મરવા ચાતો ન હસે પણ ખાલી દોલ ગાલતો

હશે. અંતે આ બાબે તે નીઆઆધીશે બાદસા ઉપર અકીકટ લખી મોકલાવી બાદસાએ તરત હલકારો મોકલાવીને હુકમ કેવડાવીઓ કે બાપને એકદમ માપ કરી છોરી દેવો અને બેટાને માન તથા ખેતાબ આપવો. આ ખેતાબ બાલ રાખવાને તે સપુટ બેટાએ નાપારી અને એક સુભાસીત ભાસાન કરીને હેવું જણાવીઊ કે કે મુજ ગરીબને ખેતાબની જરૂર નથી, માહરો બાપ નામોસીથી બેજાણુ થતો બનચીઓ એજ વીચાર મારા ડીલને ખુસાલીથી છક કરેછે. હું ગરીબ કુતુંબનો થઇ માન ભરેલો ખેતાબ રાખું તો થોડા વારમાં કદાચ ગુમાણથી મારા પીતા તરફ બેવફા બનું તે કરતાં ખેતાબ મને ન હોએ તો બેતર. આ ઉપરથી શાહને દીલમાં વધારે લાગું, જેથી તેની આંખોમાં પાની ભરાઇ આવીઆં, અને શેવટે આ ખરા શપુત બેતાને અને બાદુર જવાનને પોતાની ડરબારનો ખાશ ખાણગી ચીતનીસ બનાવીઓ.

જોઇએ બેહન, ઉપલી વાતો મધેની જોડણી કેહવી રીતે સુધારી મોકલોચ

લા૦ તમારૂં ભલું ઇચ્છનાર,

**પીરોજબાઇ પેસતનજી.**

---

## ટાંપ અથવા વિરામ ચિન્હો વિષે.

:o:

સુરત તા૦ ૨૩ મી મે ૧૮૭૧

**મેહરબાન બેહન પીલીબાઇ**

તમોએ કૃપા કરી મારી અશુદ્ધ જોડણી સુધારી મોકલવાની તસદી લીધી હતી તેથી તમારો મોટો ઉપકાર માનુછું. બેહનજી, હું જોડણી ઉપર લક્ષ દીધાથી થોડુંઘણું શુદ્ધ લખતાં શીખી પણ વારંવાર વર્ગમાં "ડિકટેશન" લખતાં ટાંપ અથવા ચિન્હો મુકવાને શિક્ષક કહેછે તે મને સમજ પડતી નથી. એ વિષે વિસ્તારી સમજ આપશો તો તમો બાઇનો મોટો આભાર થશે.

એ વિરામ—ચિન્હો ૧૦ જાતના વપરાયછે, જેઓના નામ પણ મને બરોબર ખબર નથી, પણ તેઓ લખાણમાં વાપર્યા વના ચાલેજ નહીં, અને કોઇ કોઇ વારતો સુલટાનો ઉલટો અને ઉલટાનો સુલટો અર્થ તેઓ વના થૈ જાયછે, એમ કેહવામાં આવેછે. માટે ખચીત પેહલી તકે એ બાબે લખી મોકલવાની તસદી લેવાને ચુકશો નહીં એવી ઉમેદછે.

લા૦ તમારી તાબેદાર બેહન

**આલીબાઇ**

# ઊપલાં કાગજનો ઊત્તર.

———:o:———

## વિરામ ચિન્હો વાપરવા વિષે.

મુંબઇ તા૦ ૨૪ મી મે ૧૮૭૧

**વાહલી બેહન આલીબાઇ**

વાંચીને હું ભારે ખુશી થૈ છું કે તમોએ જોડણીમાં સુધારો કર્યો છે—તમારૂં છેલ્લું કાગજ પોતેજ એ વિષે સાબેતિ આપેછે.

હવે તમે ટાંપ અથવા વિરામ-ચિન્હો વિષે સમજણ માગોછો, તે મોટી ખુશી સાથ નીચે પ્રમાણે લખી મોકલુંછું. લખવા વાંચવામાં એ ચિન્હો નીચે ૧૦ જાતના આવેછે:

, સ્વલ્પ વિરામ (કૉમા)
; અર્ધ વિરામ (સેમીકોલન)
: વૃદ્ધ વિરામ (કોલન)
. પૂર્ણ વિરામ (પીરીયડ)
? પ્રશ્ન વિરામ (માર્ક ઑફ્ ઇંટરોગેશન)
! આશ્ચર્ય વિરામ (માર્ક ઑફ્ આડમીરેશન)
“ ” અવતરણ ચિન્હ (ઇંવરટેડ કૉમાઝ)
( ) કૌંસ (પેરેનથિસિસ)
- સંયોગી ચિન્હ (હાઇફ્ન)
— વિયોગ ચિન્હ (ડેશ)

સ્વલ્પવિરામ,—૧. જ્યારે એક વાક્યમાં એકજ જાતીના બે અથવા વધારે શબ્દો એક પાછળ એક સલંગ એબારતમાં આવે ત્યારે આ વિરામ આવેછે. જેમકે અકબર સ્યાનો, ધર્મી, બાહદુર અને ગુણુવંત હતો.

૨—જ્યારે એક વાકયમાં બે નાહના વાકયો ગોઠવેલા હોય છે, ત્યારે આ વિરામથી તેઓ છુટા પડે છે. જેમકે: દુખની વેળા નેકી આવી સહાય થાય છે, અને સુખની વેળા નેકી મધ્યમપણે મજાહ આપે છે.

૩—જે આસામી જોગ લખતાં હોઇયે, તેને બોલાવીને લખ્યે ત્યારે એ વિરામ વપરાય છે. જેમકે: બેહન, મારા એટલા કડવા બોલથી મનમાં માઠું લગાડશો નહીં.

૪—જ્યારે એક વાકયમાં મુકાબલો બતાવનાર, અથવા ઉલટી મતલબના શબ્દો અથવા વાકયો આવે, ત્યારે આ વિરામ મુકાય. જેમકે:

નેપોલિયન બાહોશ, પણ ગુમાની હતો. ખંડેરાવ ગાયકવાડ જુલમિ, પણ દુલ્લો હતો. પેલો બુઢો તો છે, પણ સત્તરને ભારી પડે. આંખે આંધળો, પણ ગાંઠે પૂરો.

અર્ધવિરામ ;—૧. જ્યારે એક વાક્ય પૂરેપૂરી મતલબ રાખતો હોય, અને તેની પાછળ બીજો વાક્ય તેની સમજ અથવા તાતપર્ય બતાવતો હોય, તો તેવા બે વાકયની વચ્ચે અર્ધવિરામ મુકવી. જેમ : આબરૂ પૈસા કરતાં કિંમતિ છે; ગયલો પૈસો કદી મળે, પણ ગયલી આબરૂ મલનાર નથી. ગુસ્સો આપણા મનની શાંતિનો સંહાર કરે છે; ગુસ્સામાં પડેલાં ઇનસાનને સેવટે પસ્તાવો પેદા થાય છે. ધર્મીનું શેવટ સ્વર્ગમાં મકાન; પાપીનું સેવટ દોજખમાં ઠામ.

૨—જ્યારે એક વાક્ય મધે બે ચાર જુદાજુદા વાકયો હોય, અને તેઓ સર્વ એક બીજા સાથ સંબંધ પણ રાખતા હોય, ત્યારે તે દરેક વાક્યની વચ્ચે આ વિરામ વાપરવો. જેમકે : ફિલસુફો કહી ગયા છે કે ખુદરતની કરામતનો કાંઇ પાર નથી; તેણીનો ખજાણો અખુટ છે; તેણીનો વિસ્તાર અનંત છે; ખુદરતના અભ્યાસથી હજી પાછળથી એવી કિંમતી શોધો થશે કે જેનો હાલ આપણને કાંઇજ ખ્યાલ નથી.

વૃદ્ધવિરામ :—૧. જ્યારે એક વાકય પૂરી મતલબ રાખતો હોય, અને તેની પાછળ બીજો વાક્ય કાંઇક વધારે ટિકા બતાવે, પણ મૂળ મતલબ તો પેહલાજ વાક્યમાં હોય, ત્યારે તે બેની વચ્ચે વૃદ્ધવિરામ મુકવામાં આવે છે. જેમકે : સંપૂર્ણ સુખ મેળવવાની કદી આશા ન રાખશો : આ જહાનમાં તો એવી ચીજ છેજ નહીં.

૨—જ્યારે બે ચાર વાકયો અર્ધવિરામથી છુટા થયલા હોય, પણ તે સઘળાની મુખ્ય મતલબ સેવટ આવતી હોય, ત્યારે તે સેવટના વાક્યની આગમજ આ વિરામ મુકવી. જેમકે: અગર પેલો નિરપરાધિ હતો; અગર તે છલમથી દાવ લેવા ન ગયોતો; અગર પોલીસે સઘળું તરકટ કીધું : ત્યારે પોતાના બંચાવમાં વાજબી કારણ બતાવવાને એણે હિંમત કાં નહીં કીધી !

૩—જ્યારે એક બાબદ લખી રહી છેડે એક દાખલો આપવો હોય, અથવા એક ફકરો મુકવો હોય, ત્યારે તે દાખલાની અથવા ફકરાની આગમજ આ વિરામ આવે. જેમકે: કેહવો તે ફિલસુફ નમ્ર હશે કે જે એમ કહેતો હતો : " હું કાંઇજ નહીં પણ માત્ર એક નાદાન છોકરો દરિએ કિનારે સુંદર ખુપરા વિણું છું, અને હજીતો સઘળા

મહાસાગરોના કિનારા ખોળવાના બાકી રહ્યા છે." શેકસ્પીઅર કહી ગયો છે કે: "માણુસનું માપ માણુસના મનથી થાય છે."

પૂર્ણવિરામ .—૧. એક વાક્ય પૂરો થાય અને મતલબનો અંત આવે ત્યારે પૂર્ણવિરામ મુકાયછે, પણ તે વાક્ય આશ્ચર્ય બતાવવાનો અથવા પ્રશ્ન કરવાનો ન હોવો જોઇએ. જેમકે: અક્કલે આદમીની શોભાછે. ખોટા હીરા ચલકે ઘણા. ઠોકડાઇ ઠેકાણે આવી.

૨—એક આખો શબ્દ ટુંકમાં એક અક્ષરે લખવો હોય ત્યારે આ વિરામ વપરાયછે. જેમકે: સ. ગુ. ક. એટલે સરકારી ગુજરાતી કન્યાશાળા. સ. જ. જી. આ. એટલે સર જમશેદજી જીજીભાઇ આસપિટલ.

પ્રશ્નવિરામ ?—સર્વ પુછવાના અથવા સવાલ કરવાના વાક્યોને છેડે એવી ચિન્હ મુકાય છે. જેમકે: કેમ ક્યાંહથી આવ્યાં ? કાલે નિશાળે રજા છે કે ? તમોને ખબર નથી ?

આશ્ચર્યવિરામ !—જ્યારે જુસ્સો અથવા અજાયબિ બતાવનાર વાક્ય હોય ત્યારે એવી ચિન્હ મુકાય છે. જેમકે "ગ્રેટ ઇસટરન" કેટલી મોટી આગબોટ ! ઓ ખોદા ! ક્યારે હું પાર ઉતરશ ! એટલી વારમાં તું પતરી ગઇ !

અવતરણ ચિન્હ " "—૧. કોઇના શબ્દો, યા કોઇનો ફકરો આપણા લખાણુમાં લેવો હોય તો આ ચિન્હ મુકવી. જેમકે: "તારા પડોશીને તું તારી માફક ચાહજે." "ખોદા અને મારો હક." તમો તમારા કાગજમાં લખોચ કે "એ વાત વિષે હું તદન અનજાણ છું" જે હું માનતી નથી.

૨—કોઇ ચીજને આદમી અથવા જગોનું નામ આપેલું હોય, ત્યારે તે ચીજને આ ચિન્હ લગાડવી. જેમકે:—"હિમાલ્યા" ડુબી ગયું— એટલે એ નામનું વાહણુ ડુબ્યું તેમજ "નીરા" ચાલમાં બહુ ઉતાવળીછે. "મિલટન" ઘાટ ઉપર ભાગું એટલે એ નામનું આગગાડીનું એનજીન ભાગું.

કૌસ( )—જ્યારે એક વાક્યમાં ખુલ્લી સમજ આપવી હોય, ત્યારે તે સમજ આપનાર વાક્યને આ ચિન્હ લાગે છે. જેમકે: આવતે સનવારે મી૦ પીલ (સરકારી કેળવણી ખાતાનો ઉપરી) આપણી નિશાળ તપાસવા આવનાર છે. એહન મારે વાસ્તે બે રતલ ઉન (આગળ મોકલ્યું હતું તેજ રંગનું) આજ સાંજે ખચીત મોકલજો.

સંયોગીચિન્હ - —૧. લખતી વેળા કાગજની કિનારી આગળથી એક શબ્દ તુટી જાય ત્યારે તેને પાછો જોડવાને મુકેલી નહાની નીશાનને સંયોગી ચિન્હ કહે છે.

૨—કોઇએક નહાના શબ્દને બીજા સાથે જોડવો હોય ત્યારે પણ આ ચિન્હ મુકાય છે. જેમ પત્ર-પોથિ. બ્રહ્મ-સમાજ. ચહડતી-પડતી. નીતિ-વચન.

વિયોગચિન્હ— —એક વાકયની ચાલુ મતલબ એકદમ તોડી, તે વાક્ય સંબંધી સમજ આપતો એક આડો વાક્ય મુકવામાં આવે છે ત્યારે આ ચિન્હ વપરાય છે. જેમઃ સંકટને સમયે ધિરજ ધરવી—; કોણ સંકટમાં નથી પડતું—એમાં જીવની મોટાઇ છે. ક્યાંહ છે તારી ફતેહ—કેવી અસંતોષી કબર—જ્યારે એક વાર હમો હમારા બેહસ્તી બાપને સ્વર્ગમાં જઇ મળશું!

બેહન, ઉપર લખેલી જુદી જુદી ટાંપ લખતી વેળા વાપરતાં શિખશો તો તમારૂં લખાણ અસરકારક અને વખાણવા જોગ નિવડયા વના રહેનાર નથી.

લા૦ તમારી વાહલી બેહન,

**પીરોજબાઇ.**

**તાજે કલમ**—ઉપલી રીત તમો ધ્યાનમાં ઝટ લેશો એવી ઉમેદથી આવતી કાલે એક વાર્તા લખી મોકલીશ, જે મધે વિરામ ચિન્હો, તેમજ નામ તથા ક્રિયાપદ તમોએ મુકવાં પડશે—વખતની કોતાઇથી આજ રોજે તેમ કરવાનું બન્યું નથી. **પી.**

---

## ટાંપ અથવા વિરામ ચિન્હો.

—:o:—

મુંબઇ તા૦ ૨૦ મી મે ૧૮૭૧.

**વાહલી બેહન.**

મારાં ગયાં પત્રમાં જણાવેલી ખાહેશ મુજબ આજ રોજે લોભ વિષે એક વાંચવા લાયક વાર્તા લખી મોકલીછે, જેમધે કોઇબી જાત ની ટાંપ હમે મુકી નથી—તે તમોએ મુકવી—તેમજ શબ્દોના ખાંચા જ્યાંહ જ્યાંહ રાખ્યાછે ત્યાંહ લાગુ પડતાં નામ અથવા ક્રિયાપદ મુકવાં.

બેહન કહેછે કે હિંદુસ્થાનમાં કબીર નામનો એક નામીચો પંડીત અને સાધુ અતિ અનુભવી અને ડાહ્યો તે પોતાના શિષ્યોને ધન દોલતના લોભની સાંબે સદા દેતો હતો એક સોનાના ઢગને લાત નું પણ હલકું હતો.

એક દિવસ જંગલમાંથી પોતાના એક શિષ્યની સાથે જતો તેવામાં ૩ સોનાની ઈંટ રસ્તામાં પડેલી જોઇ તેઓનો ચકચકિત જોઇ પેલા શિષ્યનું ખુશાલીથી છક્ક થૈ ગયું તેથી તે બોલ્યો ગુરૂજી આ જોઇતું આઇતું ને પૂર્ણ ધન્ય આપણને

ઓચીતું છે તે લૈને ઘર તરફ પાછા પણ કબીર બોલ્યો ખબરદાર તેઓને અડીશ નહીં અને તેઓ ઉપર તારો ઓળો પણ દેશ નહીં એ બદકાર ચીજ આપણને કાંઇ કરનાર નથી પણ ઉલટો ગેરફાયદો પેલો તો આ શબ્દો ડંગ થૈ ગયો અને ગૂરૂના દેખૈતાં બેઉધાંપણાં ઉપર હેરત પામી ધિક્કારની નજરે જોવા અને મનમાં બોલ્યો કે છતી સોનાની લાદીઓ પગ ભણી છે તે લેવામાં શું ખોટું કોઇની લૂટીને તો નથી લેતા ભલાં માણસ નથી કે નથી લેવા દેતો એનું શું કારણ પણ બસ કબીરે તો પેલા શિષ્યનું કાંઇ ચાલવા નહીં અને તેઓ બન્ને જણ આગલ ચાલ્યા જાજા દૂર નહીં તેટલાંમાં તેઓને ત્રણ મુસાફરો મળ્યા જેઓને ઈંતેજારીથી કબીર કેહવા લાગો કે ભાઇઓ સંભાલજો થોડેક છેટે ત્રણ પીલી ડાકણો પડેલી તેઓથી ખૂબ સંભાલીને વેગલા નહીં તો તેઓ તમને ભખશે તે ઉપરથી પેલા મનમાં ખાતા ચાલ્યા અને જરાવારમાં તેઓની નજરે પેલી ત્રણ સોનાની પડી તેઓએ મોટા હર્ષથી તેઓને ઉંચકી અને દરેક જણે એકેક વેંહચી લીધી પછી ત્યાંહજ એક ઝાડના હેઠલ વિસામો લીધો. ત્યારબાદ તેઓની પાસે જે કાંઇ સીધો હતો તે કાહડીનેપકાવવા એટલામાં લોભે તેઓના દિલમાં ઘર કીધું. તેઓને જોકે એટલી આઇતી મળી તેથી તેઓનું ચિત ચરી ગયું અને ઘાનત ગૈ એક જણ મનમાં બોલ્યો કે અફ્રશોસ હું એકલોજ હોતતો કેવું સારૂં આ દોલત મને એકલાનેજ મળી પણ ફીકર નહીં મારા સાથીઓને લાંબા કરી માં કેટલો વાર. એ પ્રમાણે બૂરી ઘાનત બીજા બે જણને પણ તેથી શેવટે એક જણ જે પાણી ગયો હતો તેણે પાણીમાં ઝેર બીજો લાડુ બનાવવા બેઠો હતો તેણે લાડુમાં ઝેર જે ભજીઆં તલતો તેણે ભજીઆમાં સોમલ ભેળ્યું એ રીતે તે ત્રણે જણ ખાવા પીવાની જીનસોમાં તરકટથી મેલવેલા થી મરણ અને પેલી સોનાની ત્રણે એક કોરે રહી ગૈ સાંજ પડતાં કબીર અને તેજ માર્ગે પાછા જતાં જોયછે તો પેલા ત્રણ ને મુએલા પડેલા કબીરે ચેલાના કાન પકડી બતાવ્યું કે જો આ ત્રણ ડાકણોએ ત્રણ માનવીના જીવ વાસ્તે બેટા ખૂબ યાદ રાખજે કે સોનાએ કોઇનું ભલું નથી પણ ઉલટું તે ઇનસાનના જાનનું ઝેરછે.

**બેહન, ઉપલી વાર્તા જોડી કહાડેલી કદાચ હશે, પણ લોભ વિષે તે ઉત્તમ બોદ્ધ આપેછે. એ મધે ચિન્હો તમો સેહલાઇથી મુકી શકશો એવી આશાછે. શેહલાઇ ખાતર કોઇ ઠેકાણે હમે પૂર્ણ ચિન્હો મુક્યાંછે.**

લા૰ તમારૂં ભલું ઇચ્છનાર

**તમારી વાહલી બેહન પીરોજબાઇ.**

# જાવત વિશેષણે.

———:o:———

મુંબઇ તા૦ ૨૧ મી મે ૧૮૭૧

**પ્યારી બેહન**

છેલ્લાં હમારાં પત્ર મધે નામ તથા ક્રિયાપદ ખાલી રાખ્યાં હતાં, જે તમોએ સેહલાઇથી પૂર્યાં હશે. હવે આજ રોજે એક એવીજ બાબદ નીચે પ્રમાણે લખી મોકલી એવી ઉમેદ રાખુંછું કે જ્યાં શબ્દોના ખાંચા હોય ત્યાં લાગુ પડતાં વિશેષણો લગાડજો, તથા સ્વલ્પ વિરામ જ્યાંહ મુકવી ઘટે ત્યાંહ મુકજો.

પ્રાચિન કાળમાં લીડિયા નામે દેશમાં ક્રિસસ નામે એક શાહ થૈ ગયો હતો જેને કોઇવાર આપણ કાહરૂન કરી કહે છૈયે. તે એટલો તો હતો કે તેના જેટલી દોલત કોઇ ધરાવતું ન હતું. "કાહરૂનનો ખજાણો" આપણામાં કેહવત ગણાયછે. ક્રિસસ પોતાની જાવજલાલીના વખતમાં મનમાં ગુમાન રાખી એવું માનતો હતો કે મારા જેવો સુખી ઇનસાન દુન્યામાં કોઇજ નથી. તેની દરબારમાં વેળા સોલન નામનો એક યુનાની ફિલસુફ આવ્યો હતો. ક્રિસસે પોતાનો ખજાણો સોલનને બતાવ્યો જે જોઇ તે અચરત થયો હતો. પછી ક્રિસસે તે ફિલસુફને પુછ્યું કે મારા જેવો નર બીજો કોણછે તે તું કહી શકશે?

**પછી સોલને** દેખાવમાં શાહ ક્રિસસને જવાબ આપ્યો કે તાહરો ખજાણો ખરો તોબી હું તને ખરો સુખી નર કહી શકતો નથી—ઇનસાનની જીંદગીનું સેવટ જાણ્યા વગર તેને યા દુખી કેહવો ફોકટછે. આ જવાબથી ક્રિસસને માઠું લાગું તેણે સોલન વિષે વિચાર બાંધ્યો અને સેવટે તેને મનમાં ધિક્કારવા લાગો. પછી દિવસમાં સોલને રૂખસદ લીધી. આ બનાવને વરસ વિતાં નહીં એટલે ઇરાન દેશનાં શાહ કેખશરો સાથ ક્રિસસને લડાઇમાં ઉતરવું પડયું જે વેળા એક લડાઇ થૈ અને ક્રિસસ બંદવો પકડાયો. પછી તેને અગ્નિની એક ચિતામાં બાળી નાખવાનો હુકમ થયો! જ્યારે વખત આવ્યો ત્યારે ક્રિસસને મુશકાટાટ કરીને બાળી નાખવાની જગોએ આણ્યો જ્યાંહ ઇંગારની ચેહ તૈયાર કરેલી જોઇ હવે પલમાં તેની જીંદગી ખતમ થશે એવું જોઇ દીલમાં ક્રિસસ પસ્તાવા લાગો કે હું પોતાને પૃથ્વીમાં ખરો સુખી નર ગણી ગુમાન રાખતો હતો પણ તેથી ઉલટો હું તો એક ખરો બચ્ચો સાબેત થયો! મારી

જાવજલાલી આજે મને યારી આપતી નથી મારી હસ્તીની ઘડી આવી પોંચવી અને હું કમોહતે માર્યો જાઉછું!

સેવટે તેણે પરતાવાના આવાજે "ઓ સોલન! સોલન!!" કરી બુમો પાડી. આ પોકાર સુની પેલા શાહે સોલનનું નામ પોકારવાનું કારણ પુછયું ત્યારે ક્રિસસે પોતાની દરબારમાં સોલન અને પોતાની વચ્ચે જે વાતચિત થૈ હતી તેની હકિકત કહી જણાવી; જે સાંભળી કેખોશરોનું હૈડું દયાથી પિગળી ગયું તેથી ક્રિસસને છોડવ્યો તેને દિલથી માફી બક્ષી લડાઇમાં મિલકત પાછી આપી અને પોતાનો એક મિત્ર બનાવ્યો.

ઉપલી બિના, બેહન, ખરેખરી બનેલી જાણવી, જે તવારીખના પાના ઉપર તાજીછે.

લા૦ તમારી વાહલી બેહન

પીરોજબાઇ

---

## નામને ગુણ અથવા વિશેષણો લગાડવા વિષે.

:o:

સુરત, તા૦ ૨૬ મી મે ૧૮૭૧.

**સદા મેહરબાન બેહન,**

ગઇ કાલનાં તમારાં કૃપા ભરેલાં કાગજ મધે જે વાતો લખી મોકલી હતી, તે મધે વિરામ ચિન્હો ઘટતે ઠેકાણે ગોઠવી, તથા ખાંચા રાખેલી જગોએ લાગુ પાડતાં વિશેષણો મુકી, હમો હમારા શિક્ષકને બતાવી ચુકાં છઇયે, જેઓએ એકુ બે નજીવી ચુક સીવાય હમારી સઘળી ગોઠવણ બાહલ રાખી છે.

આજ રોજે હમોને એક નવી જાતનો મહાવરો આપ્યો છે, તે એ કે સંખ્યાબંધ નામો આપી તેઓને લાગુ પડતાં વિશેષણો માગ્યાં છે, જેઓની ટીપ નીચે પ્રમાણે લખી મોકલી છે:—

ઘોડો, ઉંટ, કુતરો, રોટલી, નદી, ચેહરો, જબાં, હવા, દાડમ, દીવો, ફુલ, મેવો, હીરો, દાહડો, ઠાત, આસમાન ઇત્યાદિ.

તેમજ નીચે જણાવેલા વિશેષણો ઘણું કરી ક્રિયા ક્રિયા શબ્દોને લગાડયામાં આવે છે:—

બિઆબાન, વેહતું, તોફાની, છાયાદાર, ગદલું, જાની, સુરો, લીલોત્રી ભરેલું, બુલંદ, અભાગ્યું, રળિઆમણો, લાડકું, ખુશબોદાર, હરખું, તાબેદાર, અંધેર, ઉદાર, વફાદાર, અખૂટ, અથાગ, મરોળદાર, અદલ, ખુનખાર, અમર, નિમકહલાલ, અશુદ્ધ, અપરંપાર, અજીત.

લા૦ તમારી દુવાગીર બેહન,

આલીબાઇ.

## ઊપલાંનો ઉત્તર.

——:o:——

મુંબઇ તા૦ ૨૭ મી મે ૧૮૭૧.

**વાહલી બેહન આલીબાઇ,**

તમોએ જે નામોની ટીપ કરી લાગુ પડતાં વિશેષણો જાણવા માગ્યાં છે, તે નીચે પ્રમાણે લખી મોકલું છું જેમાં ભૂલચૂક માલમ પડે તો તરત મને જણાવજોજી.

ઘોડો—ખુબસુરત, ચપળ, શ્યાણો, સાલસ, અથવા સેહલથી પલાઇ શકાય તેવો, સુંવાળો, અડિઅલ, તેજી, જાતવંત.

ઉંટ—લાંબુ, બેડોલ, ધીમું, સાલસ, વાકુંટિકું, ખબરાયલું, શાંત, બારબરદારી.

કુતરો—સુંદર, તિખ્ખો, સાલસ, નિમકહલાલ, કડકણો, શિકારી.

રોટલી—નરમ, કઠણ, સુકી, વાસી, તાજી, પોશણકારક.

નદી—વેહતી, છાલકી, ઉંડી મિઠ્ઠી, આડીઅટાડી.

ચેહરો—સુંદર, બેડોલ, ચલકતો, ગંભીર, ચાલાક.

જબાં—નરમ, મિઠ્ઠી, કડવી, કઠોર, વળે તેવી.

હવા—થંડી, ગરમ, પાર્દશક, પતલી, લવચિક, વેહતી.

દાડમ—મિઠું, ખાટું, લાલ, ફિકકું, પાકું, કાચું, ગોળ, સ્વાદિષ્ટ.

દીવો—ચળકતો. બળતો, ઝાંખો, જુંફતો.

ફુલ—સુંદર, મધુર, ખુશબોદાર, હલકાં, રંગીન, તાજાં, વાસી

મેવો—મિઠ્ઠો તાજો, સુક્કો, સ્વાદિષ્ટ, પાક્કો, કાચ્ચો, ફિક્કો વાસી.

હીરો—ખોટો, ખરો, ચકચકિત, તેજી, પાસાદાર, કિમતિ.

દાહડો—લાંબો, ટુંકો, ખુલ્લો, વાંકો, ઘેરાયલો.

રાત—અંધારી, લાંબી, ટુંકી, સિહા, સ્થીર.

આસમાન—આસમાની, બુલંદ, ઘેરાયલું, ખુલ્લું, અનંત.

---

### વિશેષણોને લાગુ પડતાં નામો:—

બિઆબાન—જંગલ

વેહતું—પાણી

તોફાની—દરિઓ

છાયાદાર—ઝાડ

ગદલું—પાણી

જાની—દોસ્ત

તાબેદાર—નોકર, બચ્ચાં

અંધેર—રાજ્ય કારબાર

ઉદાર—દિલ

વફાદાર—મિત્ર, રૈયત, વજીર,

અખૂટ—ખજાણો

અથાક—મેહનત

## વિશેષણોને લાગુ પડતાં નામો :—

સૂરો—સરદાર.
લિલોત્રી ભરેલું—મેદાન, ખેતર.
બુલંદ—આસમાન, કિર્તી.
અભાગ્યું—નસીબ.
રળિઆમણો—દેખાવ.
લાડકું—બચ્ચું.
ખુશબોદાર—ફુલ.
હરખું—કૂતરૂં.
મરોળદાર—અક્ષર.
અદલ—ઇનસાફ.
ખુનખાર—લડાઇ.
અમર—કિર્તી, નામ.
નિમકહલાલ—નોકર.
અશુદ્ધ—ભાષા.
અપરમપાર—દોલત, સખાવત.
અજીત—લશ્કર.

લા૦ તમારી દુવાગીર બેહન,

**પીરોજબાઇ.**

---

## વિરૂદ્ધ તથા અનેકાર્થ શબ્દો.

———:o:———

સુરત તા૦ ૨૮ મી મે ૧૮૭૧

**પ્યારી બેહન પીલીબાઇ**

હમારી માંગણી પ્રમાણે મેહનત લૈને તમો મેહરબાન બેહને જે નામને લાગુ પડતાં વિશેષણો, તેમજ વિશેષણોને લાગુ પડતાં નામો લખી મોકલ્યાં, તેથી હમને અચ્છું જ્ઞાન મળ્યુંછે, અને તે માટે તમારો આભાર અતિ મોટો થયેછે.

હવે વિશેષ વિનંતિ એ છે કે કોઇ શબ્દનો વિરૂદ્ધ શબ્દ હમોને કોઇ પુછે છે તો આવડતો નથી, તેમજ કેટલાક શબ્દો જુદા જુદા અનેક અર્થ રાખેછે, તે હમોને માલમ નથી. માટે તસદી લૈ તમારાં આવતાં પત્રમાં લખી મોકલવું. જે શબ્દોના વિરૂદ્ધ હમો માગીએચ તે નીચે પ્રમાણેઃ—

અકલમંદ, ધીરૂં, હિંમતિ, મુશકેલ, નેક, ચપળ, નીચ, ટકાઉ, તાબેદાર, ઉદાર, ધર્મિ, સુધારો, વાજબી, નીતિ, સ્વચ્છ, માદુ, ઉપકારી, સુંદર, આશાવતં, નજીવું, ઉપયોગી, શરમિંદું, આંધલું, હરામ, નબળું, સાવધ, ભાયગસાળી, શાંત, સલામત, એકમાર્ગી, ધિક્કારવાજોગ, શ્રેષ્ટ, શ્રીમંત, રાજા, સંયોગ, સદાચરણ, સમાર્ગ, આધાર, બળ, દયાળુ, વાકેફ, નાદાન, પહરેજ, ખૂબી, ઢંગ, સદગુણી.

લા૦ તમારી તાબેદાર બેહન

**આલીબાઇ**

**તાજે કલમ**—ગુજરાતિ ભાષામાં કેટલીકવાર એક શબ્દના અનેક અર્થ થાયછે, તેવા થોડાક શબ્દો ચુંટી કાહડી વાક્યમાં વાપરી બતાવવાની તસદી લેશો તો મોટી મેહરબાની થશે. **આ.**

# વિરૂદ્ધ તથા અનેકાર્થ શબ્દો.

———:o:———

મુંબઇ તા૦ ૨૯ મી મે ૧૮૭૧.

**વાહલી બેહન આલીબાઇ,**

જત તમારી ગઇ કાલની ચિઠ્ઠીમાં બતાવેલી ખાહેસ મુજબ તમોએ જે શબ્દો ટાંકી બતાવ્યા છે તેઓના વિરૂદ્ધ નીચે પ્રમાણે તેઓની સાંબે મુકી બતાવ્યે છીયે.

| | |
|---|---|
| અકલમંદ—કમઅકલ. | હરામ—હલાલ. |
| ધીરૂં—અધીરૂં. | નબળું—જોરાવર. |
| હિંમતિ—હીચકારૂં. | સાવધ—અસાવધ. |
| મુશકેલ—સેહલ. | ભાયગશાળી—અભાગ્યું. |
| નેક—બદ. | શાંત—ઉછાછલું. |
| ચપળ—ઠોઠ. | સલામત—ધાસ્તી ભરેલું. |
| નીચ—ઉંચ. | એકમાર્ગિ—ભેસરાઉ. |
| ટકાઉ—તકલીદિ. | ધિક્કારવા જોગ—વખાણવા જોગ. |
| તાબેદાર—તરકડું, મમતિ. | શ્રેષ્ટ—કનિષ્ટ. |
| ઉદાર—બખીલ. | શ્રીમંત—મુફ્લેશ. |
| ધર્મિ—પાપી, અધર્મિ. | રાજા—પ્રજા. |
| સુધારો—બિગાડો, કુધારો | સંયોગ—વિયોગ. |
| વાજબી—ગેરવાજબી. | સદાચરણ—દુરાચરણ. |
| નીતિ—અનીતિ. | સમાર્ગ—કમાર્ગ. |
| સ્વચ્છ—ગંદુ, મેલું. | આધાર—નીરાધાર. |
| માંદુ—સાજાું. | બળ—દુર્બળ. |
| ઉપકારી—અપકારી. | દયાળુ—નિર્દય. |
| સુંદર—બેડોલ. | વાકેફ—અજ્ઞાન, નાવાકેફ. |
| આશાવંત—નિરાશ. | નાદાન—દાનાવ. |
| નજીવું—કિંમતિ. | પહરેજ—બદપહરેજ. |
| ઉપયોગી—નિરૂપયોગિ. | ખુબી—ખોડ. |
| શરમિંદુ—બેશરમ. | ઢંગ—કઢંગ. |
| આંધળું—દેખતું. | સદગુણી—દુર્ગુણી. |

બેહન, તાજે કલમમાં તમે જાણુવા માગોચ કે એક શબ્દ જુદા જુદા અનેક અર્થ રાખેછે તે ખુલ્લી રીતે હમોએ સમજાવવા. એવા

શબ્દો તો તમે વારંવાર વાંચ્યા હશે, જેમકે **આપ** એટલે પોતે, તેમજ **આપ** એટલે આપવું, ને **આપ** એટલે જલક, જેમકેઃ **આપ** આજે પધારશો ? મને ચોપડી **આપ**, આ મોતિનું **આપ** ઝાંહખું છે.

અનેકાર્થી શબ્દો વાક્યમાં વાપરી મોકલું છું તે ખચીત તમોને પસંદ પડશે એવી આશા છે. તેમના અર્થ તમોને આપોઆપ માલમ પડશે.

**અક્કડ**—જેમ તેલ વના ચામડું **અક્કડ**, તેમ અક્કલ વના આદમી **અક્કડ** હોય છે.

**અગર**—**અગર** મને ઉંચું **અગર** આણી આપો તો તમો માંગો તે આપું.

**અટક**—એની **અટક** કહો તો વગર **અટકવે** **અટક** સુધી તેને ધુંડી આઉં.

**અમલ**—જો મારો **અમલ** ચાલતો હોય તો દૂનિઆમાંથી સર્વે જાતનો **અમલ** કાહડી નાખું. બારનો **અમલ** થયો.

**આંક**—બેહન આ ચોપડી **આંક**, મારે એ પર **આંક** લખવા છે. આ વિટીની કિંમત **આંક** જોઊં?

**આંકડો**—તમે જે **આંકડો** મોકલ્યો તે તપાસ્યો છે, ને એક **આંકડા**ની ચુક માલમ પડી છે. આવો ત્યારે એક લોખંડનો **આંકડો** લેતાં આવજો.

**આંટી**—બજારમાંથી **આંટી** લઇને આવતી હતી તેવામાં તેને **આંટી** આવી ને પડી ગઇ.

**આમ**—**આમ**નો રસ ઘણો ખાધો તેથી **આમ** પડયું, હવે **આમ** આવો ઉપાય બતાઉં.

**ઉકલવું**—તમારૂં લખેલું એટલું તો ખરાબ છે કે મને **ઉકળતું** નથી, ને તે જોઇ મારૂં કલેજું **ઉકલી** આવે છે.

**ઉત્તર**—જોઉં **ઉત્તર** આપો, હિંદુસ્થાનની **ઉત્તરમાં** કયું દેશ આવ્યું છે?

**ઉતારો**—આ ચિઠ્ઠીનો **ઉતારો** કરો, વાટમાં કાંઇ **ઉતારો** મળશે ?

**ઉલટી**—કેહવી ઘેલી છોકરી, **ઉલટી** થાય ત્યારે **ઉલટી** બદપરેજી કરે ?

**એક્કો**—**એક્કામાં** ફરવા જશું ? **એક્કો** આવે તો તમો જીતશો.

**એલચી**—ઇરાનથી **એલચી** આવ્યો તે કાંઇ **એલચી** લાવ્યો નહીં.

**ઓળવું**—બાલ **ઓળો** ત્યારે આરશામાં **ઓળો** જોઇ મલકાશો નહીં.

**કંટાલો**—સવૈ ઠેકાણે **કંટાલો** ઉગેલો જોઇ મને **કંટાલો** ઉપજેછે.

**કડીઓ**—એક **કડીઓ** પોતાની સ્ત્રીને વાસ્તે **કડીઓ** લૈ જાયછે.

**કડી**—સોનાની **કડી** અને છાસની **કડી** મને બહુ ભાવેછે.

**કમળો**—**કમળા** ઉપર **કમળો** ખવાય?

**કર**—ઇશ્વર કાંઇ એવું **કર**, કે હમારે માથેથી ઓછો થાય **કર.**

**કરતાં**—નાદાન દોસ્ત **કરતાં** દાનાવ દુશમન ભલો. વાત **કરતાં** રાત પડી.

**કરમ**—**કરમ**ની કાંહણી કોણને કેહવી? બચ્ચાને **કરમ** બહુ હેરાન કરેછે.

**કરાર**—હમો વચ્ચે મજબુત **કરાર** છે તોબી તે પાંધરો ચાલતો નથી, ને મને જરા **કરાર** આપતો નથી.

**કળ**—કાલે **કળ** ઉઘાડતાં મને વાગ્યું તેથી બહુ **કળ** લાગી.

**કલમ**—**કલમ** પાધરી પકડોતો સારૂં લખાય. ગુલાબની **કલમ** ચોમાશામાં સેહલાઇથી થાય. ડાકટર હાગ દશ **કલમનો** ધણી હતો.

**કળી**—ફૂલની **કળી** ખીલે ત્યારે પમરે. તમારા અંગરખાની **કળી** પોહલી મુકીછે. **કળી** ચૂનો સુરતમાં સારો પાકેછે. બરફથી મારો હાથ **કળી** ગયો. તમે બીજી **કળી** બરોબર ગાઇ નથી.

**કસ**—ગુલાબનો **કસ** કાહાડે ત્યારે અત્તર નકિળે. સોનાનો **કસ** કસોટી પર નિકળે. દગલાના **કસ** રેશમના બનાવજો.

**કસબ**—આ કિનખાબનો **કસબ** ખોટોછે. ઠગાઇનો **કસબ** બુરોછે.

**કસર**—**કસર** કીધાથી પૈસો સંગ્રાહે. મેં કાંઇ આ કામમાં **કસર** રાખી નથી.

**કાટ**—ત્રાંબાના **કાટ**ને જંગાલ કહેછે. આ ઘરનો **કાટ** નવો દીસેછે.

**કાટલાં**—એના **કાટલાં** ખોટાછે. નવરો વાણિઓ **કાટલાં** શાખે. મારા આંકડામાં કાંઇ **કાટલાં** કરશો ના.

**કાંટો**—**કાંટાનું** કટેસર થતાં વાર ન લાગે. ન્યાયનો **કાંટો** અદ્દલ હોયછે. ઘોડાનો **કાંટો** લોખંડનોછે. બેસતાં બેસતાં મારા બડાંનો **કાંટો** દુખી આવ્યો.

**કાઠી**—નાનપણથી લગન કીધાથી **કાઠી** નબળી થાયછે. મારૂં ઘર પાંચ **કાઠી** ઉંડુંછે. સુખર એક જાતની ખુશબોદાર **કાઠી** છે.

**કીકી**—અલી **કીકી** આમ આવ, તને કકો આવડેછે? તારી આંખની **કીકી** બહુ ઝીણીછે.

**કેરબો**—તમને **કેરબો** ગાતાં આવડેછે! **કેરબો** એક જાતના ઝાડનો રસછે.

**કેવડો** મોટામાં મોટો કેવડો **કેવડો** મોટો તમે દીઠો છે?

**કોરડા**—**કોરડાના** મારથી તમો પણ **કોરડા** રહ્યા નથી.

**કોશ**—તમારો નવો **કોશ** જરા વાંચવા મોકલશો? બે **કોશ** ઉપર એક **કોશ** કુવોછે ત્યાં મને મળજો.

**ખરી**—આ વાત **ખરી** છે કે જાનવરની **ખરીમાંથી** સરસ નિકળે છે? ગુલાબની કલી કરમાઇને **ખરી** પડે છે.

**ખાતર**—**ખાતર** વગર ખેતર ખીલે નહીં. મારે **ખાતર** જરા તસદી લેશો? ચોરો **ખાતર** પાડી પેઠા પણ મેં તેમની **ખાતર** જમા કરી નાખી.

**ખાના**—સુરતમાં કબુતર-**ખાના** આગળ એક દુકાન છે ત્યાંહ **ખાના** પેટી સારાં બને છે. **ખાના** ઉપર રાત્રે એ વાત નિકળી હતી

**ખાર**—**ખાર** રાખવા કરતાં ખમા કરવી યોગ્ય છે. જમીનમાં ઘણીક જાતના **ખાર** છે. એના લુગડાં મેલાં **ખાર** છે.

**ખોખું**—હુંડી પગાર થાય ત્યારે **ખોખું** હવાલે કરજો. ખઇના રોગથી તે **ખોખું** બની ગયો હતો. તમારૂં **ખોખું** ઢિળું લાગે છે. દેવદારનું **ખોખું** આણી આપો.

**ખોળ**—મુંબઇમાં સઉથી સરસ **ખોળ** ક્યાંહ મળે છે તેની **ખોળ** કહાડશો?

બેહન, અનેકાર્થી શબ્દોનાં થોડાક દાખલા ઉપર ટાંકી બતાવ્યા છે, અને બીજા ઘણાક લખી મોકલતે પણ વગ અને વખતની કોતાઇને લીધે બન્યુ નથી, તોબી હમો યાદ કરીને જે બીજા શબ્દો નીચે લખી જણાવીએછ તેઓના અર્થ અનેક થાય છે, જે વાક્યમાં હમારી માફક વાપરીને હમો ઉપર મોકલવાની મેહનત લેશો એવી આશા છે.

ગમ, ગળ, ગાંઠ, ગાળ, ગુજરી, ગુણ, ગોળ, ઘટી, ઘડી, ઘશારો, ઘાટ, ઘાસ, ઘેરો, ચક્કર, ચાક, ચાર, ચીર, ચોક, ચોકસી, છંદ, છોડી, જડ, જડવું, જાન, જામ, જુવો, ઝાડો, ટાંકવું, ઠોંસો, ડાળ, ઢાળ, તજ, ગર, તારણ, દર, દશા, દીવાની, નાથ, પટો, પાલો, પાનું, પાયો, ફેર, બાહર, બીજ, મગજ, મઠ, માટી, માતા, માન, લાખ, લાગ, લાલ, વાંક, સર, સરસ, સુસ્ત, ઇત્યાદિ.

લા૦ તમારી વાહલી બેહન,

**પીરોજબાઇ.**

# નામિચિ શોધ, તેઓના શોધકો તથા તેઓનો સાલ.

———:o:———

મુંબઇ તા૦ ૨૧ મી મે ૧૮૭૧.

**પ્યારી બેહન,**

પૃથ્વી પર બનેલી ઘણીખરી મુખ્ય જાણીતી શોધો, તેઓના શોધકો, તથા તેઓ ક્યા સાલમાં અને કઇ જગામાં બની હતી, તે વિષેનો ટુંક અહેવાલ મુળાક્ષરોના અનુક્રમે લખી મોકલવાની આજરોજે તક લઉં છું, જે તમો તમારી યાદી પોથિમાં નોંધી લેશો એવી આશા છે. હમોને લાંબો વખતવેર હવે ફુર્સદ મળનાર નથી, માટે હાલ તો આ હમારૂં પત્ર છેલ્લું સમજવું:—

**અમેરીકા ખંડની શોધ**—ઇ. સ. ૧૪૯૨ માં જીનીવા શેહરના વતની ક્રિસ્ટફર કોલંબસે સ્પેન દેશના રાજા ફર્ડિનાન્ડ અને તેની રાણી ઇસાબેલાની મદદથી એક વાહણનો કાફલો લઇ સફર કરતાં અંચીતો અમેરીકા ખંડ શોધી કહાડયો હતો.

**આગની દીવાસળી**—પાઇન લાકડાંની બારીક સળીઓના છેડા પિગળેલી ગંધકમાં બોળી ઘંડી થયા બાદ ફૉસફરસ, સુરો ખાર, અને ઑકસાઇડ ઑફ લેડના પાણીમાં બોળી કહાડે છે. આ મેળવણીથી કારીગરોના જાન ધાસ્તીમાં પડયાથી ફ્રાન્સમાં કુનેરી, અને ઇંગ્લંડમાં બ્રાયંટ અને મે, એઓ સુધારો કરી પારાફીન અને ક્લોરેટ ઑફ પૉટાશ એ સળીઓને લગાડે છે, તથા બાકસની બાજુએ એમૉર્ફસ ફૉસફરસ લગાડે છે, જેથી આગની ધાસ્તી રેહતી નથી.

**ઓકાયંત્ર**—ચીનાઓ કહેછે કે ઇ. સ. ની ૨૬૩૪ વરસ આગમજ તેઓના શાહાનશાહ હાઉયાંગટીએ આ યંત્ર પેહલવેહલું શોધી કાહડયું હતું; તોબી ખરેખર એની શોધ પેહલવેહલી એશીઆમાં થઇ હતી, અને જ્યાંહથી ઇ. સ. ૧૨૬૦ માં માર્કોપોલો નામના મુસાફરે યુરોપમાં દાખલ કીધું હતું. પછી કોલંબસ અને ફ્લેવીઓ જીઓઇઆ એઓએ એમાં મોટો સુધારો કીધો હતો.

**કાગજ**—બનાવવાની પેહલવેહલી શોધ ૨૦૦૦ વરશ ઉપર ચીન દેશમાં થઇ હતી. યુરોપમાં (મુખ્યકરી ફ્રાનસ અને જરમનીમાં) ઇ. સ. ૧૩૯૦ માં બનવા સરૂં થયા હતાં. ઇંગ્લંડમાં ૧૫૮૮ માં કાગજ બનવા લાગાં હતાં.

**કાચ**—ચકમક, રેતી, પૉટાશ, અને સોડા એઓને ગરમીથી પિગળાવી મેળવણી કીધાથી થાયછે. કાચની પેહલવેહલી શોધ અક-

સમાતથી થઇ હતી. સીરીઆ દેશના કીનારા ઉપર એક ભાગેલાં વાહણના ઉતારૂઓ રેતી ઉપર રાંધતાં હતાં તેઓના ચુલા તળે કાચનું ચકકું બનેલું મળ્યાથી આ ઉપયોગી ચીજની શોધ સરૂ થઇ હતી. કાચની બારીઓ ઇ. સ. ૧૧૮૦ માં ઇગ્લંડમાં ઘરો મધે જડવામાં આવી હતી.

**કાપડ વણવાનો સાંચો**—આ અતિ ઉપયોગી સાંચો ઇગ્લંડમાં એક જુવાન વિદ્યાર્થી નામે ડૉકટર કાર્ટરાઇટે ઇ. સ. ૧૭૮૭ માં શોધી કાહડયો હતો.

**ગાડી**—ઇગ્લંડમાં પેહલવેહલી ઇ. સ. ૧૫૮૦ માં ફિટઝાલના નામના ઉમરાવે દાખલ કીધી હતી. પછી પેહલા જેમ્સ રાજાના વખતમાં સાધારણ થઇ હતી. ફ્રાન્સમા ઇ. સ. ૧૫૫૦ મા બીજા હેનરીના રાજ્યમા દાખલ થઇ હતી.

**ગ્યાસ લાઇટ**—કોલસામાંથી બનાવેલી હવાથી રોશની કરવાની શોધ ઇ. સ. ૧૭૯૨ માં કૉર્નલવૉળમાં ઉલીઅમ મરડૉક નામના ગ્રહસ્થે કીધી હતી.

**ગ્રહણ**—કહેછે કે ચીનાઓને ઇ. સ. ની ૧૫૦ વરસ આગમજ ગ્રહણ વર્તવાની રીત ખબર હતી. તવારીખના પાના ઉપર નોધાયલુ ચંદ્રગ્રહણ ઇ. સ. ની ૭૨૧ વરસ આગમજ બનેલું હતું. પણ ગ્રહણ વર્તવાની ગંત્રી પેહલવેહલી કાલીપસ નામના ગ્રહસ્થે ઇ. સ. ની ૪૪૬ વરસ આગમજ કીધી હતી.

**ગોલામગીરી**—ઇ. સ. ૧૮૧૧ માં ટામસ કલાર્કસન અને ઉઇલબરફોર્સ એઓની અથાક મેહનતથી ઇગ્લંડ દેશમાંથી ગોલામોને છોડી દેવાનો અને ગોલામગીરીનો ધંધો ગુહના ભરેલો ઠરાવવાનો કાયદો પાર્લમેંટમાં પસાર થયો હતો.

**ગુરૂત્વાકર્ષણ**—આ ખુદરતી શક્તિ ઇ. સ. ૧૬૬૫ માં સર આઇઝાક ન્યુટન નામના નામીચા અંગ્રેજી ફિલસુફે પેહલવેહલી શોધી કાહડી હતી. તે ૨૩ વરસનો હતો ત્યારે બાગમાં કાંઇ વિચારમાં ગુંથાયલો હતો તેવામાં ઝાડ ઉપરથી એક સેફ નીચે પડતું જોયું, તે અકસમાત ઉપરથી આ નામીચી શોધ કીધી.

**ઘડીઆળ-મોટાં**—અસલ સૂર્યના, પાણીના, રેતીના, અથવા મીનબતીના ઘડીઆળો હતાં, પણ ૧૩ મી સદીમાં વાગતાં ઘડીઆળ ઇટલી દેશમાં બન્યાં હતાં, પછી ૧૪ મી સદીમાં ઇગ્લંડ મધે દાખલ થયાં. પેન્ડયુલમવાળા ઘડીઆળ ૧૭ મી સદીથી બનવાને સરૂ થયાં હતાં.

**ઘડીઆળ-નહાના**—પેહલવેહલાં જરમની મધે ન્યુરેમબર્ગમાં પીટર હીલ નામના એક ઘડીઆળીએ ઇ. સ. ૧૫૧૧ માં બનાવ્યાં હતાં. ત્યાંહથી ઇ. સ. ૧૫૯૭ માં ઇગ્લંડમાં દાખલ થયાં હતાં.

**ચીનીકામ**—મટોડીના, રોગાનવાળાં ઉપયોગી વાસણો જે ચીની કામને નામે ઓળખાયછે તે પેહલવેહલાં ચીન તથા જાપાન દેશો મધે બનાવવામાં આવ્યાં હતાં, અને તેઓના નમુના ઉપરથી જરમની અને ફ્રાંનસમાં દાખલ થયાં હતાં. ઇગ્લંડમાં તેઓ ૧૮ મી સદીમાં બનવા માંડયાં હતાં. ફ્રાંનસના એક મેહનતુ કુંભાર નામે બર્નાર્ડ પાલિસિએ નજદીક ૧૬ વરસ સુધી અથાક મેહનત લઇ શેવટે "ઇનામલ" એટલે ચીનીકામ ઉપરનું સફેદ ચળકતું ચોપડ શોધી કાહડયું હતું.

**ચસમા**—૧૪ મી સદીમાં સાલવીનો નામના એક ફ્લૉરેન્સના રેહવાસીએ પેહલવેહલા બનવ્યા હતા. તે આગમજ ચસમા જેવી ચીજ આંખની શક્તિને મદદ આપવા જણાયલી ન હતી.

**ચાહ**—આ ઉપયોગી જીનસ પેહલવેહલી યુરોપમાં ઇ. સ. ૧૬૧૦ માં એક વલંદા વેપારીએ દાખળ કીધી હતી. તે આગમજ ચાહ વિષે યુરોપમાં કોઇને ખબર ન હતી. ઇગ્લાંડમાં ઇ. સ. ૧૬૬૬ માં દાખળ થઇ હતી

**છાપવાનો હુન્નર**—પેહલવેહલો પૃથ્વિની સર્વ કોઇ પ્રજામાં ચિના શિવાય આ હુન્નર કોઇને માલમ ન હતો. આજ નજદીક ૧૦૦૦ વરસ થયાં છાપવાનો હુન્નર ચીનમાં ચાલતો આવ્યો છે. યુરપમાં ધાતુના ટાઇપથી છાપવાની શોધ જૉન ગુટેંબર્ગ જોન ફ્રૉસટર, પીટર સોફર, અને લૉરેન્સ કૉસ્ટર એઓએ કીધી હતી; તેઓમાં ગુટેંબર્ગ પેહલો કેહવાય છે. તેણે ૧૪૫૦ માં ધાતુના ટાઇપથી છાપવાનું છાપાખાનું ઉભું કીધું હતુ. ઇગ્લાંડમાં સીસાના ટાઇપથી છાપવાનું સરૂ કરનાર કાકસ્ટન નામનો અહસ્થ હતો.

**તંબાકુ**—પેહલવેહલો ઇ. સ. ૧૫૮૩ માં સર વૉલટર રાલીએ ઇગ્લાંડમાં એલીઝાબેઠ રાણીના વખતમાં દાખલ કીધો હતો.

**તોપ**—પેહલવેહલી ઇ. સ. ૧૩૪૬ માં ક્રેસીની લડાઇમાં વાપરવામાં આવી હતી. ૧૬૮૫ માં ઔરંગજેબને વાસ્તે બનાવેલી રાક્ષી તોપ (૧૪ ફીટ લાંબી અને ૧૪૦૦ રતલ વજનના ગોળાની) વીજાપુરમાં હજી જોવામાં આવે છે.

**દારૂગોળો**—ગંધક, સુરો ખાર, અને કોલસાની મેળવણીથી બને છે. કોલોન શેહરના સ્વૉર્ટઝ નામના સાધુએ કાંઇક અખતરા કરતાં ઉપજી

જીનસોથી અકસમાત મોટો કડાકો થયાથી ઇ. સ. ૧૩૪૦ માં પેહલ વેહલી દારૂગોળાની શોધ કીધી હતી. પણ એ શોગ લડાઇના ઉપ્યોગમાં જથ્થાબંધ નાશ કરવામાં ઇગ્લંડ મધે પેહલા એડવર્ડના રાજ્યમાં રૉજરબેકન નામના એક બીજા સાધુએ દાખલ કીધી હતી. ચીનાઓને દારૂગોળો બનાવવાનો હુન્નર ઘણો પ્રાચિન કાળથી જાણીતો હતો.

**દુરબીન**—હૉલંડમાં મીડલબર્ગ શેહરમા એક ચસમાં બનાવનારના છોકરાએ બે કાચ આગલાં વચ્ચે ધરી ગમત કરતાં અને તેમાંથી જોતાં તેને એવું માલમ પડયું કે દૂરની ચીજો નજદીક આવે છે. આ વાત ટસકનીના નામીચા ફિલસુફ ગાલીલીઓના સાંભળવામાં આવ્યાથી તેણે એક નળી મધે બે તેવા કાચને જડી ઇ. સ. ૧૬૧૦ માં દુરબીનને હસ્તીમાં આણી, અને આસમાનમાં ચંદ્ર, સેતારા, ઇત્યાદિની અવલોકણ સરૂ કીધી.

**નાટક**—ની સરૂઆત અસલ ગ્રીસ દેશમાંથી થઇ હતી. બાકસ નામના દેવની ક્રિયાની વેળા તરેહવાર સોંગ, ઢોંગ, અને રમુજ થતી હતી. પછી ઇ. સ. ની ૪૫૦ આગમજ એસ્કાઇલસે સર્વ રમુજ તથા ખેલ એક નાટકશાલામાં દાખલ કીધાં, અને જોઇતા પરદાઓ પણ ચિત્રાવ્યા હતા. ચીનાઓમાં પણ આ રમુજી ખેલ અસલથી ચાલતો આવ્યો છે.

**પીસ્ટલ**—ટસકની મધે પીસ્ટોજા નામનાં શેહરમાં આસરે ઇ. સ. ૧૫૪૪ માં પેહલ વેહલી બની હતી. કોલ્ટ નામના એક અમેરીકને ફરતી નળી વાલી (રીવૉલવર) પીસ્ટલ બનાવી છે તે એક પછી એક ૧૦ થી વધારે બાર લગોલગ ફોડી શકે છે.

**પેન્ડયુલમ**—ગાલીલીઓ નામના નામીચા ફિલસુફે એક વેળા એક ટાંગેલાં બતીનાં ફાનસને કાંઇક અકસમાતથી ડોલતાં જોઇ ઘડીઆળમાં એવી ડોલતી ચીજ દાખલ કરવાનો વિચાર કીધો, અને એ રીતે પેન્ડયુલમ હસ્તીમાં આવ્યું.

**ફોટોગ્રાફ**—રોશનીની મદદથી સબી પાડવાનો હુન્નર ઇ. સ. ૧૮૩૯ માં શોધી કાહડવામાં આવ્યો હતો.

**બાફનો સાંચો**—પેહલ વેહલો જેમ્સ ઉવૉટસ નામના ગણીત શાસ્ત્રને લગતાં હથિઆર બનાવનાર કારીગરે ઇ. સ. ૧૭૬૩ માં શોધી કહાડયો હતો.

**બલુન**—ઇ. સ. ૧૭૮૨ માં લાયન શેહરના સ્ટીફન અને જોસફ ડી મૉન્ટગોલ્ડફીઅરે કાગજનું બલુન બનાવી તે મધે બતી મુકી ઉડાર્યું

હતું. પછી એજ વરસમાં રેસમી કાપડનું બલુન હાઇડ્રોજન હવાથી ભરીને ઉડાર્યું હતું, જેમાં બે ગ્રહસ્થો ૩૦૦૦ ફીટની ઉંચાઇએ ઉડ્યા હતા, પણ કજા બન્યાથી તે ફાટી ગયું, અને તે માણસો પડીને મરણ પામ્યા હતાં.

**ભૂમિતિ**—(જ્યામેટ્રી) આ વિદ્યા પેહેલ વેહલી પુરાતન મિસર દેશમાંથી શરૂ થઇ હતી. નાઇલ નદીની વરસો વરસની રેલથી લોકને પોતાની જમીનની સરહદ નક્કી કરતાં ભારે વાંધા પડતા હતા, તેથી જમીનની માપણી કરવાની આ વિદ્યાની શોધ કરવી પડી. ઉપલા દેશના ઇ. સ. ૩૦૦ ઉપર થઇ ગયલા યુકલીડ નામના વિદ્વાને આ વિદ્યાની શોધમાં વધારો કરી સિદ્ધાંતો રચ્યાં હતાં, જે આજવેર સુધરેલા જમાનામાં અતિ ઉપયોગી ગણાયછે.

**મોજાં**—ગુંથવાનો હુન્નર ૧૭ મી સદીમાં કેમબ્રીજની સેંટજૉન મદ્રેશાના રેવરંડ ઉલીઅમ લી નામના પાદરીએ શોધી કાહડયો હતો. ઈંગ્લંડમાં સુતરાઉ મોજાં નૉટીંગામમાં, ગરમ લીસ્ટરમાં, અને રેસમી ડરબીમાં બનેછે.

**રેલવે**—ઇ. સ. ૧૮૩૦ માં લીવરપુલ અને માનચેસ્ટર વચ્ચે પેહલવેહલી બંધાઇ હતી, જે સ્ટીફનસન નામના કાબેલ ઇજનેરે બનાવી હતી.

**રેસમ**—પુરાતન જમાનાથી ચીન દેશમાં બનતું આવ્યું છે. ઇ. સન. ૫૩૦ માં પેહલ વેહલાં રેસમના કીડાના ઈંડાં ચીનથી કૉનસ્ટેટીનોપલ મધે લાવવામાં આવ્યાં હતાં. પછી ૧૭૧૯ માં રેસમી કાપડ બનાવવાના કારખાના ઇગ્લંડમાં ડરબી શેહરમાં ઉભાં થયાં હતાં.

**રબર**—સીંગાપોર, બોર્નીઓ, અને પૂર્વ આર્કીપેલેગોના ટાપુ મધે ૬ ફીટની ઉંચાઇના ઝાડના રસમાંથી બનેછે. આ ચીજને સાફ કરી હજારો ઉપયોગી કામમાં દાખલ કરવાનું માન લંડનના ડૉકટર કારેલને ઘટેછે.

**લોહીનું ફરવું**—શરીરમાં લોહી ફરેછે એવી પેહલ વેહલી શોધ ઇ. સ. ૧૬૧૬ માં ઉલીઅમ હારવે નામના તબીબે કરી હતી. તેણે એવું શોધી કાહડયું કે દિલના ડાબા પરદા મધેથી લોહીને આચકો અથવા જોસ મળેછે તેથી તે નેસો મધેથી ફરીને જમણા પરદામાં આવેછે, અને પછી શેવટે ફેફસામાં આવી સાફ થાયછે. એવી ગતી શરીરમાં ચાલુજછે.

**વીજલી**—ઇ. સ. ૧૭૪૯ માં બેનજામીન ફ્રાનકલીને એવું શોધી કાહડયું કે આકાશ મધે ચમકતી વીજલી અને યંત્રથી ઉપજાવેલી

વીજલી એ બન્ને એકજ ચીજછે, તથા આકાશમાં જે ગર્જના થાયછે તે વીજલીના ઝપાટાથી થાયછે..

**વીજલીનો તાર**—તારની મારફતે વીજલીથી સંધેશો મોકલવાની પેહલ વેહલી શોધ જીનીવા શેહેરમાં લેસેજ નામના વિદ્વાને ઇ. સ. ૧૭૮૨ માં કરી હતી. પછી ઇ. સ. ૧૮૩૭ માં કુક અને ઉઇટસન નામના બે અંગ્રેજોએ વીજલીના તારનો સંધેશો ઉકલાવવાના યંત્રમાં સુધારો કીધો, જેઓની રીત આજ લગી ચાલેછે.

**વિજલીના તારનું દોરડું**—દરીઆ મધે નાખવાની શોધ ૧૮૫૦ માં થઇ હતી જે વેળા પેહલ વેહલું દોરડું ઇંગ્લંડ અને ફ્રાનસ વચ્ચેની ખાડીમાં નાખવામાં આવ્યું હતું.

**વર્તમાન પત્ર**—પેહલ વેહલું વર્તમાન પત્ર ઇ. સ. ૧૫૬૩ માં યુરોપમાં વેનીસ શેહરમાં હાથે લખાઇને સરકાર તરફથી નિકળ્યું હતું. ઇંગ્લંડમાં પેહલ વેહલું વર્તમાનપત્ર ૨૩ મી મે ઇ. સ. ૧૬૨૨ માં નિકળ્યું હતું.

**સ્ટીમર**—અમેરીકા મધે હડસન નદીમાં ઇ.
પેહલ વેહલી આગબોટ ચાલતી થઇ હતી. ઇગ્લં
બોટ ઇ. સ. ૧૮૧૨ માં લંડન અને લીથ
લોખંડની આગબોટ ઈંગ્લંડમાં ઇ. સ. ૧૮૨૨
વેહલી આગબોટ ઈંગ્લંડથી હિંદુસ્થાન ઇ. સ.
તે પરભારી કલકતે ગઇ હતી, જ્યાંહની વેપાર
તેના કપતાનને રૂ ૧૦૦૦૦૦ નું ઇનામ આપ્યું હતુ

**સુક્ષ્મદર્શક યંત્ર**—ની શોધ વિષે પક્કી ખાતરી
એવું માનવામાં આવેછે કે ઇ. સ. ૧૬૨૧ માં ડ્રેબેલ નામ
દાએ પેહલ વેહલું બનાવ્યું હતું.

**સેતરંજ**—આ જાણીતો ખેલ પેહલ વેહલો હિંદુસ્થાનમાંથ
ઇરાન અને અર્બસ્થાનમાં દાખલ થયો હતો. પછે સ્પેનમાં અને યુ
બીજા દેશોમાં પસાર થયો હતો.

**સહીએડ મુકવાની કળા**—ઇગ્લંડ મધે ૧૪ મી મે ૧૭૯૬ દીને રસીથી સહીએડ મુકવાની કળા ડાકટર જેનર નામના તબીબે પેહ વેહલી દાખળ કીધી હતી. તેના જાનવામાં પ્રથમ એવું આવ્યું હતું કે ગાયના થાન તરફ જે સિતળા જેવી ન્હાની ફુલ્લીઓ થાય છે તેઓ રસી દુધ ડોહનારાઓના હાથને લાગાથી પ્રથમ તેઓને એક જાતના છુ

સહીએડ આવતા હતા, પણ પાછળથી તેઓને કદી સહીએડ આવતા નથી. આ વાત ધ્યાનમાં લઇ ડાકટર જેનરે એ બાબે શોધ કરવા માડી અને તેમાં તે પાર પડયો.

**સુતર કાંતવાનો સાંચો**—ઇંગ્લાંડનાં ઇ. સ. ૧૭૬૯ માં સર રીચર્ડ આર્કરાઇટે શોધી કહાડયો હતો. આ નામીચો શોધક પ્રથમ એક હજામ હતો.

**સોના, રૂપાં, ઇત્યાદિના દાગાના** મધે દગો થયલો હોય તો તે પારખી કાહડવાની રીત ઇ. સ. ની ૨૯૦ વરસ આગમજ નામીચા ફિલસુફ આર્કીમીડીઝે શોધી કાહડી હતી. કહે છે કે સાઇરાક્યુઝના શાહ હાયરોએ દેવને અર્પન કરવા માટે સોનાનું એક રાક્ષી તાજ બનાવી તઇઆર કરાવ્યું હતું, પણ તે મધે ચોખ્ખું સોનુંજ છે કે કંઇ હલકી ધાતુ મેળવેલી છે તે પારખી આપનારને એક મોટું ઇનામ આપવા જાહેર કીધું હતું. ઉપલો ફિલસુફ એક ટબમાં નાહવા બેસતાં તેના શરીરને આચકો
ની તે મધેનું પાણી જેવું બાહર છલકાઇ ગયું તેવોજ ઉપલાં તાજની
ેગ મનમાં વિચાર આવ્યો, તેથી વગર કપડે મોહલ્લામાંથી
”! એવી બુમો પાડતો દોડી ગયો હતો!

(બેરૉમીટર) હવામાં થતા ફેરફાર બતાવનાર ર..
ફિલસુફ ગાલીલીઓનાં એક ચેલા નામે ટૉરી-
માં શોધી કાહાડયું હતું.

લા૦ તમારી વાહલી બેહન,

**પીરોજબાઇ.**